છવીસ

# એકાદશીની કથા

નું શુદ્ધ સરલ ગુજરાતી ભાષાન્તર.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કર્તા.


શા. મંગળદાસ જેશંતાભાઇ.

બુકસેલર એન્ડ પબ્લીશર.

ઠે. રીચીરોડ—અમદાવાદ



સંવત ૧૯૭૮ સને ૧૯૨૨

આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦

શ્રી જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ અમથાભાઇએ છાપ્યો. રીચીરોડના—અમદાવાદ.

કીમત રૂ. ૦-૧૨-૦

# છવીસ એકાદશીની કથા.

એકાદશીના ઉપવાસ બે પ્રકારના છે. ગૃહસ્થોને કૃષ્ણ પક્ષમાં પણ અધિકાર છે. પરંતુ અપત્ય યુક્ત ગૃહસ્થે કૃષ્ણપક્ષમાં વૃત ન કરવું. પણ સમપત્ર વ્રતનો સંકલ્પ કરવો, એ પ્રમાણે ક્ષય તિથિએ શુકલૈકાદશીએ પણ જાણવું. શયનીબોધની અને મધ્વર્તી કૃષ્ણૈકાદશીમાં શાપત્ય ગૃહસ્થાદીને સર્વ અધિકાર છે. સાયુજ્ય મુક્તિની ઈચ્છાવાળાએ તથા પુત્ર અને વાયુની જીજ્ઞાસાવાળાએ ઉભય પક્ષની એકાદશીનું વરત કરવું તેમાં કોઇ પ્રકારનો નિષેધ નથી. વૈષ્ણવોએ કૃષ્ણૈકાદશી પણ કરવી. અને આ એકાદશીનું વરત શૈવ વૈષ્ણવ અને સૌરાદી સર્વેએ કરવું. સુર્યોદય પુર્વે શુદ્ધધિકાધિક દ્વાદશીને દિવસે ઉપવાસ કરવાનું તિથિ પાવન માટે કહે છે તે યુક્ત નથી.



## એકાદશીના વ્રતનો અધિકાર.

પતિવાળી સ્ત્રી પતિની આજ્ઞા વગર ઉપવાસ વ્રતાદિ આચરણ કરે તો તે નિષ્ફળ જાય છે. અને પતિના આયુષ્યનો ક્ષય. નરકે જાય છે, અશકતે તો ભવિષ્યના નવા ફળ, તલ તથા દુધ તેનો ઉપયોગ કરી એકાદશીનો ત્યાગ

ન કરવો, પ્રમાદાદિથી એકાદશ્યમુ પોષણુદ્ય કરણમાં દ્વાદ-શીએ પણ વૃત કરવું. દ્વાદસીને દિવસે કરવાથી મધ્યચાં-દ્રાયણ પ્રાયશ્ચિત, અને નાસ્તકતાથી કરવાથી પિપીલીકા મધ્યચાંદ્રાયણ અશક્ત પતિવ્રત કરે તો તેના આચરણથી સો ગણું પુન્ય થાય છે.



## એકાદશીના વ્રતના દિવસનો નિર્ણય.

વૃતના અધિકારી બે પ્રકારનાછે એક વૈષ્ણવ અને બીજા સ્માર્ત. વૈષ્ણવી વૈષ્ણવ અને તેથી ભિન્ન સ્માર્ત વેધ પણ બે પ્રકારનાછે. અરૂણોદય સમયે દશમીનો વેધ, સૂર્યો-દય તે વેધ ૫૬ ઘટી કળા માત્ર દશમી પ્રવેશે અરૂણોદય વેદ વૈષ્ણવનો વિષયછે. સૂર્યોદય પછી છ ઘડી માત્ર દશમી સૂર્યોદય વેધ સ્માર્ત વિષય જ્યોતિષના વિવાહથી એકા-દશીનો ત્યાગ કરી દ્વાદશીએ ઉપવાસ તેમાં એકાદશી વિદ્ધા અને શુદ્ધા એમ પ્રકારની છે. અરૂણોદય વેધવતી વિદ્ધા, તેનો ત્યાગ કરી વૈષ્ણવોએ દ્વાદશીજ કરવી. અરૂણોદય વેધરહિત શુદ્ધા તે ચાર પ્રકારની છે. એકાદશી માત્રાધિ-કયવતિ, દ્વાદશી માત્રાધિકયવતી ઉભયાધિકયવતી, અનુ-ભયાધિકયવતી એકાદશી વૈષ્ણવોએ કરવી, અને સ્માર્ત ગૃહસ્થે પર્વા ૧ દશમી ૫૫ એકાદશી ૫૮ દ્વાદશી ૧૦ આ પ્રકારે શુદ્ધ દ્વાદશી માત્રાધિકયવતી, વૈષ્ણવોએ દ્વાદ શીનુ ઉપોષણ અને સ્માર્તને પુર્વ દશમી ૫૫ એકાદશી

૧ એ શુદ્ધા ઉભયાધિક્યવતી, સર્વ વૈષ્ણવ અને સ્માર્તને ઉપોષણ કરવી. દસમી ૫૫ એકાદશી ૫૭ દ્વાદશી ૫૮ આ અનુભયાધિક્યવતી શુદ્ધા વૈષ્ણવો અને સ્માર્તોએ પુર્વે કરવી.



## સ્માર્ત નિર્ણય.

સૂર્યોદય વેધવતી વિદ્ધા અને તે થકી રહિત શુદ્ધા એ બે છતા પણ પ્રત્યેકના ચાર વિભાગ છે. એકાદશી માત્રાધિક્યવતી ઉભયાધિક્યવતી, દ્વાદશી માત્રાધિક્યવતી અનુભયા ધિક્યવતી આ પ્રમાણે આઠ ભેદ છે. ઉદાહરણ દશમી ૫૮ એકાદશી ૫૦ દ્વાદશીનો ક્ષય ૫૮ આ પ્રમાણે શુદ્ધા એકાદશી માત્રાધિક્યવતિ દશમી ૪ એકાદશી ૨ દ્વાદશીનો ક્ષય. ૫૮ આ પ્રમાણે વિદ્ધા એકાદશી માત્રાધિક્યવતી ઉભયમાં પણ સ્માર્તે પુર્વની કરની પ્રતિએ નિશ્રામી ગૃહસ્થી એ વાનપ્રસ્થે વિધવાએ વૈષ્ણવે અને બીજાએ પણ કરવી. ઉભયાધિક્યવતી શુદ્ધા, જેમકે દશમી ૫૮ એકાદશી ૬૦ દ્વાદશી ૪ ઉભયાધિક્યવતી વિદ્ધા જેમકે દશમી ૨ એકાદશી ૩ દ્વાદશી ૪ અહિ બેમાં પણ સ્માર્ત, વૈષ્ણવ અને બીજાએ એકાદશીજ કરવી. દ્વાદશી માત્રાધિકયવતી શુદ્ધા દશમી ૫૮ એકાદશી ૫૯ દ્વાદશી ૬૦ શુદ્ધથી સ્માર્તોએ એકાદશીનોજ ઉપવાસ કરવો પણ દ્વાદશીનો નહિ એ માધવનો મત છે. હેમાદ્રિના મત પ્રમાણે તો સર્વપરા દ્વાદશી માત્રાધિકા· વિદ્ધા દશમી ૧ એકાદશી ત્રયગામિની ૫૮ દ્વાદશ્યા વૃદ્ધિ

૧૯ એકાદશી વિદ્ધથકી દ્વાદશીજ સ્માર્ત કરવી. આ પ્ર-
માણે ઉભયાધીક્યથી દ્વાદશી માત્રાધિક્ય છતાં પણ સ્માર્તો
વિદ્વાનો ત્યાગ કરદો અન્યનો નહિ વૈષ્ણવોએ છ પ્રકારની
પણ અધિયપતિનો ત્યાગ કરી દ્વાદશીનો ઉપવાસ કર
વો અનુભયાધિક્યવતી શુદ્ધ જેમકે દશમી ૫૭ એકાદશી
૫૮ અને દ્વાદશી ૫૯ સ્માર્તને એકાદશીનો છ ઉપવાશ
કરવો. અનુભયાધિક્યવતી વિદ્ધ જેમકે દશમી ૧ એકાદ
શીનો ક્ષય ૫૬ દ્વાદશી ૫૪ અહિ પણ સ્માર્તને તો એ
કાદશીનોજ ઉપવાસ કરવો, એ વૈષ્ણવોએ દ્વાદશીએ કરવો
સર્વ દેશમાં પ્રાય માધવના મત પ્રમાણે પ્રચાર છે. આ
પ્રમાણે વૈષ્ણવના તથા સ્માર્તના ૧૮ ભેદનો નિર્ણય છે.

—※○※—

## કારતક સુદ પ્રબોધિની નામની એકાદશી.

બ્રહ્માદેવ નારદને કહે છે હે નારદ શકલ પાપનું ના
શક અને પુણ્ય વર્ધન કરનારૂં એવુ પ્રબોધિની નામક
એકાદશીનું મહાત્મ્ય મારી પાસેથી શ્રવણ કર. જે શ્રવણ
કરવાથી સુબોદ્ધિ પુરૂષને ભક્તિ, મુક્તિ પ્રાપ્ત થાયછે. સ
કળ પાપનો નાશ કરવાવાળી કાર્તિક શુકલ પ્રબોધિની એ
કાદશી પ્રાપ્ત થઇ નહીં તેટલા સુધી ગંગાદિ તિર્થો ગર્જના
કરે છે. જેટલા સુધી પ્રબોધિની વિષ્ણુ તીથી પ્રાપ્ત થઈ
નહીં તેટલા સુધી સમુદ્ર સમેત તિર્થો અને સરોવરો ગ-
ર્જના કરે છે. એક પ્રબોધિના એકાદશીનો ઉપવાસ કર-

વાથી શહુઆવિધી અશ્વમેધ અને શતાવધી વાજપેય યજ્ઞનું ફળ મળે છે. નારદ પ્રશ્ન કરેછે હે પિતામહ, એક ભુક્ત નક્ત અને ઉપવાસ શીમનું શું શું પુણ્યછે તે કહો બ્રહ્મ દેવ કહેછે એ એકાદશીને દીવસે એક ભક્ત કરવાથી એક જનમનું પાપ નાશ પામે બે ભક્ત કરવાથી બે જન્મનું પાતક નાશ પામેછે જે દુર્લભ આપારા અને અપ્રાર્થીન ત્રિલોક્યમાં નથી એવું ફળ આ પ્રબોધિની એકાદશી આપે છે, મેરૂ મંદાર પર્વત જેટલું અતિ ઉગ્ર પાતક હોય તેનો પણ એક ઉપવાસથી નાશ થાય છે એવી એ સકલ પાતકનો ક્ષય કરવાવાળીછે. હજારો પુર્વજન્મનાં જે પાપ છે તે સર્વ પ્રબોધિની રાત્રે ઉજાગરો કરવાથકી નાશપામે છે. એ વિષે દ્રષ્ટાંત જેવો કે અગ્નિ રૂના ઢગલાને બાળી નાખે છે તેવું પ્રબોધિની એકાદશીને રીહજ ઉપવાન કરે છે તેને ગણુ વિધીથકી ઉપવાસ કરવાનું ફળ મળે છે ઋષી શ્રેષ્ટ આ એકાદશીએ જો યથાવિધી થોડું પુણ્ય કર્યું તોપણ મેરૂ જેટલું ફલ પ્રાપ્ત થાય છે. વિધીહીન થઇ મેરૂ તુલ્ય ધર્મ કરે છે. તેને તે ધર્મથકી અણુ માત્ર ફલ મળતુ નથી સંધ્યા કર્મથી હીન બ્રહ્મચર્યાદી વ્રતોથી ભ્રષ્ટ નાનાસ્તિક કિંવા ધર્મ વચન અને ધર્મ શાસ્ત્રને દુષણ આપવાથી તેના શરીરમાં ધર્મવાસ કરતો નથી. પરસ્રી જોડે સંયોગ કરનારો, મુર્ખ કૃતઘ્ન, અને વિમુખ એમના પણ દેહમાં ધર્મ વાસ કરતો નથી બ્રાહ્મણ હોય કે શુદ્ર હોય જે બ્રાહ્મણની પરસ્રી જોડે ગમન કરે છે તે બંને ચાંડાલ

તુલ્ય જાણવો. સુવાસિની હોય કે વિધવા હોય, જે કોઈ બ્રાહ્મણની સ્ત્રી જોડે ગમન કરશે તે પોતાના સકલ વંશ સમેત નાશ પામશે જે જે દ્વિજા ધર્મી પરસ્ત્રી જોડે ગમન કરશે તેને સંતતી થાય નહિં અને તેને જન્માંતરે કુલ પણ મળવાનું નથી. જે બ્રાહ્મણ પોતાના ગુરૂ અથવા બ્રાહ્મણ જોડે અહંકાર કરે છે તે સુકૃત્યથી ભ્રષ્ટ થઈ શુદ્રની જોડે સંભોગ કરે તે એવા પુરૂષની સંગતી કરનારો પણ ધર્મથી ભ્રષ્ટ થાય છે. જે પાતકી પુરૂષની સંગત કરે છે તે પણ પાતકી થઇ નરકમાં જાય છે, જે કોઇનું માન પાન કરતા નથી અને કોઈને ભોજન આપતા નથી તેમની કીર્તી આયુષ્ય, સંતતિ અને સુખ આ બધું નાશ પામે છે. જે સાધુનું અપમાન કરે છે તે નરાધમ ધર્મ અર્થ અને કામ એથી ભ્રષ્ટ થઈ નરકરૂપ અગ્નિથકી દગ્ધ થાય છે. સાધુનું અપમાન કરી જે નર આનંદ પામે છે અને કોઈ અપમાન કરે તે જોઈ તેનું નિવારણ કરતા નથી તેમનું કુલક્ષય થાય છે આચાર ભ્રષ્ટ પુરૂષો દાન તથા યજ્ઞયાગાદિક ક્રિયા કરે તોપણ તેમને ઉત્તમ ગતિ પ્રાપ્ત થતી નથી. એ માટે લોકે નિદ્યું એવું કાંઈ પણ અશુભ કરવું નહીં જેના થકી પોતે કરેલો ધર્મ નાશ નહી પામે એવો આચાર નિરંતર કરતા જવું જે પુરૂષ એવું નિરંતર કહે છે કે અમો પ્રબોધિની એકાદશીનુ ઉપોષણ કરીશું તેમનું પુર્વ શતામધી જનમનું પાતક નાશ પામશે પ્રબોધિની એકાદશીની રાત્રે ઉજાગરો કરે

છે તે પોતાના પહેલા હજારો પુરૂષ પોતાના પાછળના શતાવધી જન્મના દુઃખથી ભક્ત થઈ ત્યાં રહે છે. બ્રહ્મહત્યાદિ શતાવધી પાતકો કરવાવાળો પ્રબોધિની એકાદશીની રાત્રે જાગરણ કરશે તો તે સકળ પાક્તથી મુક્ત થશે પ્રબોધિની એકાદશીની રાત્રે ઉજાગરો કરવાથકી અશ્વમેધાદિ સાધનોથી જે પ્રાપ્ત નહીં થાય તે ગણુ પ્રાપ્ત થાય છે. બધા તીર્થોમાં સ્નાન કરી ગૌદાન અર્પણ કરવાથી જે ફલ પ્રાપ્ત થાય છે તે ફલ પ્રબોધિથી રાત્રે ઉજાગરો કરવાથકી મળે છે. કાર્તિક માસમાં પ્રબોધિની એકાદશી પ્રાપ્ત થઈ છતાં તેનું જેણે યથાવિધી વ્રત કર્યું તે પુણ્યવાન સમજવો અને તેણે પોતાના કુલનો ઉદ્ધાર કર્યો એમ જાણવું જેવો મનુષ્યને મૃત્યુ અવશ્યછે તેવો રક્ષણ કરેલા દ્રવ્યનો નાશ અવશ્યછે એવું જાણે નવે એકાદશી પ્રાપ્ત થઇ છતાં જે કરવાનું તે અવશ્ય કરવું, જે પ્રબોધિનો ઉપવાસ કરે છે તેના ઘરમાં ત્રિલોકયમાંનાં સકલ તિર્થો વાસ કરેછે પ્રબોધિનીના દીવસે સર્વ કૃત્યનો પરિત્યાગ કરી ઉપવાશ અવશ્ય કરવો જે નર કાર્તીક માસમાં પ્રબોધિનીનો ઉપવાશ કરશે તે જ્ઞાની, યોગી તપસ્વી તથા જીતેંદ્રિ જાણવો અને તેને સકલ ભોગ તથા મોક્ષ પ્રાપ્ત થાયછે આ એકાદશી ભગવાનને અતિ પ્રિય તથા સકલ ધર્મનો સાર આપનારી છે. જન્મમાં બધા ધર્મનો ત્યાગ કરી એક વખત પણ પ્રબોધિની ઉપવાસ કરે તોપણ તે મોક્ષફલ ભોગવશે. બ્રહ્મદેવ કહેછે હે નારદ જેણે પ્રબોધિની એકાદશીનો ઉપ-

વાસ કર્યો તે નર ફરી જન્મ લેવા પેટમાં આવતો નથી. પ્રબોધિની એકાદશીની રાત્રે ઉજાગરો કરવાથી કાયિક વાચિક અને માનસિક આ ત્રણ પાતકનું ભગવાન નાશ કરે છે, પ્રબોધિની એકાદશી પ્રાપ્ત થઇ છતાં ભગવાનના ઉપદેશથી જે સ્નાન દાન થશે ઉપવાસ કરી ભક્તિ પુર્વક ભગવાનનું પુજન કરે છે તે શતાવધી જનમનાં પાતકોથી મુકત થાય છે બ્રહ્મદેવ કહે છે હે પુત્ર આ પ્રબોધિની સંજ્ઞક મોટું વૃત મહાપાતકનું નાશક છે એ માટે એ દિવસે અવશ્ય ઉપોષણ કરવું. આ વૃતથકી ભગવાનને જો સંતુષ્ટ કરશે તે સકળ દિશાએ પ્રસિદ્ધ એવઃ ભગવાનના મંદીરમાં જશે હે નારદ, જે પુરૂષને તેજસ્વી થવાની ઇચ્છા હોય તેણે આ કાર્તીકી એકાદશી અવશ્ય કરવી, બાલ્ય, તરૂણ અને વૃદ્ધ અવસ્થામાં તથા શતાવધિ જનમનાં જે પાપ સંપાદન થયું હોય તે થોડું કે ઘણું અને સુકું કે લીલું અથવા ગુપ્ત હોય તોપણ એ એકાદશીને દિવસે ભકિતથકી ભગવાનનું પુજન કરવાથી બધું નાશ પામે છે. આ એકાદશી ધન ધાન્ય આપવાવાળી અને મહા પુણ્યકારક તથા સકળ પાપ હરણ કરનારી છે. એવા એકાદશીના ઉપોશણ કરી ભગવાનનું પુજન કરશે તેને દુર્લભ વસ્તુ કાંઇજ પણ નથી. ચંદ્ર સૂર્યના ગ્રહણનું ફળ કહ્યું છે તેનાથી શહસ્ત્રપટ અધિક ફળ પ્રબોધની એકાદશીને રાત્રે ઉજાગરો કરવાથી પ્રાપ્ત થાય છે પ્રબોધિની એકાદશીને દિવસે જે સ્નાન, દાન, જપ, હોમ વેદાભ્યાસ

અને ભગવત્પુજન કરવું તે કોટ ભાગે વતુ થાયછે. કાર્તિક માસે પ્રબોધિનીનું વ્રત નહી કર્યુ હોય તો જન્મ થકી સંપાદન કરેલું પુણ્ય નાશ પામેછે. બ્રહ્મદેવ કહે છે હે નારદ કાર્તીક માસે વિષ્ણુ વૃતને નિયમ નહી કરતાં જો મહિનો નર વ્યર્થ ગાળશે તો તેના જન્મારજીત સકલપુણ્ય ફલ તેને મળવાનું નથી, માટે હે નારદ તું સકલ દેવમાં શ્રેષ્ઠ અને સકલ મનોરથ પુર્ણ કરવાવાલા ભગવાનના પુજન કરે. હે વત્સ નારદ વિષ્ણુ વૃત વિષે તત્પર રહી જે કાર્તીક માસમાં પરાન્ત વર્જ કરશે તેને ચાંદ્રાયણ વૃતાચરણનું ફલ પ્રાપ્ત થશે. કાર્તીક માસમાં ભગવત કથા ગાયન કરવાથી જેવા ભગવાન સંતુષ્ઠ થાય છે તેવા મોટા મોટા યજ્ઞ અને ગજાદિ દાનો થકી સંતુષ્ટ થતા નથી. જે વિષ્ણુની કથા એકાગ્ર મનવડે ગાયન અથવા શ્રવણ કરે છે તે ગાયન અથવા શ્રવણ અર્ધા શ્લોકનું કે પા શ્લોકનું હોય તો પણ તેનાથી સો ગોદાનનું પુણ્ય થાયછે. હે નારદ સર્વ ધર્મનો પરિત્યાગ કરી કર્તિકમાસમાં ભગવાન કેશવની સામે શાસ્ત્ર પઠણ અને શ્રવણ કરવું કાર્તિક માસે શ્રેય અથવા લોભ સંપાદન માટે કોઈ હરીકિર્તન કરશે તોપણ તે શત કુલનો ઉદ્ધાર કરશે જે પુરૂષ શાસ્ત્ર વિનોદ થકી બધો કાર્તક માસ ગળાવશે તે સકલ પાતકનો ક્ષય કરી શહસ્ત્ર યજ્ઞનનું ફળ પામશે કાર્તિક માસે જે નિત્ય હરિકર્તન શ્રવણ કરશે. તેને શહસ્ર ગોદાનનું પુણ્ય મળશે પ્રબોધિની એકાદશીને દિવસે

જે ભગવત કથાનું ગાયન કરશે તેને સપ્તદ્વીપ સમેત પૃ થ્વી દાનનું પુણ્ય મળશે. જે નર દિવ્ય એવી વિષ્ણુ કથા શ્રવણ કરી પોતાની શક્તિવડે પુરાણિકનું પુજન કરશેતેને અવિલોક પ્રાપ્ત થાય છે. એવું બ્રહ્મદેવનુ ભાષણ સાંભળી નારદ ફરી પ્રશ્ન કરે છે હે દેવ શ્રેષ્ટ, મને કાર્તિકી એકા દશીના વૃતનું વિધાન કહો, કે જેનું આચરણ કરવાથી તમે કહેલું ફળ પ્રાપ્ત થશે એવું નારદનું વચન સાંભળી બ્રહ્મદેવ કહેછે, હે નારદ, એકાદશીના દીવસે પાછલીપાંચ ઘડી રાતે ઉઠી દંતધાવન પુર્વક સ્નાન કરવું. ને નદી ત- લાવ, વાવ, કુવા એટલામાં અનુકુલ નહિ હોય તો ઘેર કરવું. અને ભગવાનનું પુજન કરવું તથા ભગવત્કથા શ્રવણ કરવી, અને નિયમના માટે એવો મંત્ર ભગવાન્ પિત્યર્થ કહી, તેનું ભક્તિ વડે સ્તવન કરવું અને ઉપવાસ સમ ર્પણ કરવો તથા રાત્રે ભગવાનની પાસે ઉજાગરો કરવો તથા ગીત ગાવું, નૃત્ય કરવું અને વાજા વગાડવાં એકા- દશીને દીવસે જે ભગવાનની સામે જે ભગવત્કથાનું ગાયન કરેછે તે ત્રિલોકયમાં શ્રેષ્ટ જાણવો, બ્રહ્મદેવ કહેછે હેનારદ કાર્તિક માસે પ્રબોધિનીને દિવસે ફુલ ફળો કપુર અને કેસર વિગેરે ઉપચારો થકી ભગવાનનું પુજન કરવું એ એકાદશીને દીવસે સ્નાન દાન અને પુજન કરવાથકી અ- સંખ્ય પુણ્ય પ્રાપ્ત થાય છે માટે એકાદશી પ્રાપ્ત થઇ છતાં વિત સાધ્ય કરવું નહીં પ્રબોધિની એકાદશીના રાતે ઉજા ગરો કરતી વખત અનેક વિધ ફળો લઈ સંખોદક થકી

અર્ઘ સમર્પણ કરવા એવા અર્ઘ આપવાથી સર્વ તીર્થો અને સર્વ દાનોનું જે ફળ છે તેથી કોટી ગણું પુણ્ય પ્રાપ્ત થાયછે. કાર્તીકમાસે ભગવાનનું પુજન જે અસ્તના ફુલથી કરે છે તેની સામે સકલદેવ શ્રેષ્ટ ઇન્દ્ર હાથ જોડેછે. અગસ્તિ પુષ્પથકી ભગવાને ભુષિત કર્યાથી તે પ્રસન્ન થઇ જે કાર્ય કરે છે તેવું તપથી સંતુષ્ટ થયા હોય તોપણ કરતા નથી હે નારદ કારતક માસમાં ભક્તિવડે બીલીથી ભગવાનનું પુજન કરે છે તેને મુક્તિ પ્રાપ્ત થાય છે. કાર્તક માસમાં તુલશીદલ અને પુષ્પથી ભગવાનનું પુજન કરેછે તેના હજારો જન્મનું પાપ બળી જાય છે. તુલસીનું અવલોકન તેનું ધ્યાન, તેને સ્પર્સ, તેનું ભજન તેને નમસ્કાર. તેનું પોષણ અને પુજન એટલું કરવાથી તે શુભ ફળ આપે છે. એવા પ્રકારે નવનિધ (નેક પ્રકારની) નિત્ય ભક્તિ કરેછે તે હજાર કોટીયુગ સુધી વૈકુંઠમાં વાસ કરશે. તુલસીનું પોષણ કરી પાણી નાખવાથી જેટલું મુળ વધારશે તેટલા સહસ્ત્ર યુગ સુધી તે તે પોતાનું પુણ્ય ફેલાવેછે. તુલસીનું રોપણ કરવાથી તેની ઢગલીઓ ઢગલીની ઢગલીયો, બી અને ફુલાં વિગેરે જ્યાં સુધી ભોંય ઉપર વૃદ્ધિગત થશે. તેટલા શહસ્ત્ર કલ્પ સુધી રોપાણ કરનારાના કુલ. માન પુરૂષ થએલા અને થનારા તે સર્વનો વાસ વૈકુંઠમાં થશે. જે માનવ કદંબના પુષ્પ થકી ભગવાનનું પુજન કરે છે તેને ભગવાનના અનુગ્રહથી યમલોક જોવું પડતું નથી. હે નારદ ભગવાન કદં-

બનું પુષ્પ જોતાંજ સંતોષ પામે છે પછી તેના થકી પુ-
જન કરવાથી તો અત્યંત સંતોષ પામશે જે નર પાટલા
નામે વૃક્ષના ફુલથકી ભક્તિ ફ્લ પામેછે. જે નર નકુલ
અને અશોક પુષ્પથકી ભગવાનનું પુજન કરે છે. ચંદ્ર
સુર્ય છતાં લગી શોક પામતો નથી. જે નર ભગવાનનું
પુજન કન્હેરના રાતા અને ધોળા ફુલથી કરે છે. તેને
ભગવાન ચાર યુગ સુધી પ્રસન્ન થાયછે. આંબાની મંજરી
જો ભગવાનના માથે ચઢાવે છે તો મોટા ભાગ્યશીલ થઇ
ચાર કોટીધાવિધિ ગૌદાનનું ફ્લ તેમને પ્રાપ્ત થાય છે,
ફરી સમર્પણુ કરી ભગવાનનું યોગ્ય કાલે જે પુજન કરે
છે તેને સતગુણુ પુણ્ય થાય છે. સર્વે સુખ આપવાવાલા
ભગવાનનું જે સમડીના પત્રથી પુજન કરેછે તે ઘોર યમ
માર્ગને જોતા નથી વર્ષાકાલમાં જે ભગવાનનું પુજન ચં-
પાના ફુલથી કરેછે તેમને ફરી સંસાર પ્રાપ્ત થતો નથી.
હે નારદ જે કુંભી વૃક્ષનાં ફુલ ભગવાનને સમર્પણુ કરે
છે. તેને સુવર્ણ સમર્પણુનું ફ્લ થાય છે. જે સુવર્ણ કેત-
કીનું પુષ્પ ભગવાનને સમર્પણુ કરે છે તેના કોટયાવધી
જન્મના પાતકનો નાશ ભગવાન કરેછે, કંકુ જેવો રાતો
રંગ અને સુગંધથી ભરેલી એવી સતપત્રી ભગવાનને અ-
ર્પણુ કરે છે કે તે ભગવાનના શ્વેત દ્વીપમાં વાસ કરેછે
ભક્તિ મુક્તિ આપવાવાળા ભગવાનના પ્રબોધિની એકા-
દશીને દિવસે રાત્રે એવું પુજન કરી દ્વાદશીને દિવસે પ્ર-
ભાતે જલયુક્ત નદીએ જવું. અને સ્નાન જપ વિગેરે નિત્ય

કર્મ કરવું પછી ઘેર આવી યથાવિધિ ભગવાનનું પુજન કરવું તે પછી વ્રતની પુર્ણતા થવા સારૂ શક્તિ પ્રમાણે બ્રાહ્મણ જમાડવા એવી ભક્તિ થકી તેમને પગે લાગી ક્ષમા માગવી. પછી ભોજન અચ્છાદન (વસ્ત્ર) વિગેરે ઉપચાર સમર્પણ કરી ગુરૂની પુજા કરવીને ભગવાનને સંતોષ થવા એમને દક્ષીણા આપવી. બ્રાહ્મણને ભુયસી દક્ષિણા આપીને ચાર મહિના સુધી જે નિયમ કર્યો હોય તેનો બ્રાહ્મણની સામે ત્યાગ કરવો. બ્રાહ્મણને વૃતનો ત્યાગ કરવો કહ્યા તેમને દક્ષીણા આપવી. જેણે નક્ત ભોજનનો નિયમ કર્યો હોય તેને બ્રાહ્મણ જમાડવા જેણે અયાચિત વૃત કર્યું હોય તેણે સુવર્ણ સમેત બેલનું દાન કરવું જેણે માષ (અડદ) વિગેરેનો ચાતુરમાસ્યમાં ત્યાગ કર્યો હોય તને દક્ષિણા સમેત ગોદાન કરવું, જેણે ચાર મહિના સુધી આંબળાના ગાડ તળે સ્નાન કરવાનું વ્રત કર્યું હોય તેણે દહી તથા મધનું દાન કરવું ફળનો નિયમ કયો હોય તો ફળ દાન કરવું, ચાર મહીના સુધી તેલ નહિ ખાવાનું કર્યું હોય તેને ઘીનું દાન કરવું ચાર અને ઘીનું વૃત હોયતો દુધનું દાન કરવું, ચાર મહિના સુધી ભોય ઉપર સુવાનું વૃત કર્યું હોય તો રૂથી ભરેલી ગાદ્દા અને ઉસીકા વિગેરે સયાદાન કરવું કાંઇપણ પાન ઉપર ભોજન કર્યું હોય તેણે ઘી ભરાને વાસણ દાન કરવું ચાર મહિના સુધી મૌન વૃત કર્યું હોય તણે ઘંટા તલ અને સોનુ એમનું દાન કરવું અને દંપત્યને તલ સિવાય તથા

જેમાં ઘી ઘણું સમાસે એવા પદાર્થનું ભોજન આપવું.
ચાર મહિના સુધી વાળ રાખ્યા હોય તેણે આરસો આ
પવો. જોડા વર્જ કર્યો હોય તેણે જોડા આપવો. ચાર
મહિના સુધી મીઠું નહિ ખાવાનું વ્રત કર્યું હોય તેણે ખાંડ
આપવી બ્રહ્મણના ઘેર અથવા દેવના મંદરમાં જેણે દિવો
આપવાનું વ્રત કર્યું હોય તેણે પોતાની વ્રત માનતા માટે ઘીથી
ભરેલો દીપ ત્રાંબુ તથા સોનું એમનું દાન કરવું જેણે
એકાંતરા અપવાસનું વ્રત કર્યું હોય તેણે સુવર્ણ વસ્ત્ર તથા
બીજા ઉપપાત્રો સમેત આઠ કુંભદાન કરવાં, વ્રત કરીને
જે જે પદાર્થોનાં દાન કરવા કહેલું છે તેને દાનો જો નહિ
થાય તો બ્રાહ્મણનું વિસર્જન કરી પોતે ભોજન કરવું.
ચાતુર્માસમાં જે જે પદાર્થોનો ત્યાગ કર્યો હોય તે તે પદાર્થો
બ્રાહ્મણને અપર્ણ કરવા એવા પ્રકારે કહેલાં વ્રતો જે કરશે
તેમને અનંત ફલ પ્રાપ્ત થશે અને તે તે વ્રતાચરણ થકી
તેને વૈકુંઠ પ્રાપ્ત થશે, જે નર વ્રત કરી નિરવિઘ્નપણે તેની
સમાપ્તિ કરશે તે કૃત કૃત થઈ ફરી મનુષ્ય જનમનાં પ્રાપ્ત
થવાની નથી. ભગવાન કહે છે હે ધર્મરાજા એવી રીતે
નિયમ કરનારા કૃત કૃત થાય છે અને તેનુ વ્રત પણ
પુર્ણ થાય છે કાંઈ પણ વ્રત કરવુ છતાં તે જો વ્યંગ
થાય તો આગલે જન્મે આંધળો અથવા કોડીઓ થાય.
હે રાજા યુધીષ્ઠિર જે જે તેં મને પુછયું તે તે મેં તને
કહ્યું. આ વ્રતનું પઠણ અગર શ્રવણ કરવાવાલાને પણ

ગોદાનનું પુણ્ય પ્રાપ્ત થશે. ઈતિ શ્રી સ્કંદપુરાણે કારતીક શુકલપક્ષેકાદશી પ્રબોધિની સમાપ્તમ્.



## કારતક વદની ઉત્પતિ નામની એકાદશી.

સૂત શૌનકાદી ઋષિઓને કથન કરેછે હે શૌનકાદી ઋષિ પાછળ શ્રીકૃષ્ણજીએ જે વ્રત કહ્યુંછે તે જે માણસ ભાવથકી મોટા યત્નથી કરશે તે સર્વ વિષયોના ઉપભોગ લઈ વિષ્ણુ લોકમાં જશે અર્જુન ભગવાનને પ્રશ્ન કરે છે હે ભગવાન ઉપવાસે ( અપવાસ ) તથા નક્ત અયાનીક ( માગવાના મળેલું ) આ વૃતો કરવાથી શુ ફળ પ્રાપ્ત થાય છે ? તથા એનું વિધાન કરવાની રીત શું ? એ મને કહો એવું અર્જુનનું ભાષણ સાંભળી ભગવાન કહે છે હે પાર્થ, હેમંત રૂતુમાના માગશર માસમાં એકાદશીએ ઉપવાસ કરી દસમને દીવસે પણ એ પ્રસિદ્ધછે તે કરવું તે એવું કે દસમીએ દંતધાવન પુર્વક નક્ત વૃત કરવું. નક્ત શબ્દનો અર્થ દીવસના આઠમા ભાગમા સુર્યના તેજથી મંદ થયો હોય તે કાલને નક્ત એવું કહેવું રાત્રે ભોજન કરવું એ નક્ત શબ્દનો અર્થ નથી.; એવી દસમીએ નક્ત બીજે દીવસે પ્રભાત કાલમાં ઉઠી સંકલ્પ પુર્વક નિયમનું આચરણ કરવું મધ્યાન્હ કાલે સ્નાન કરી શુચિભુત ( કોઈને અડકવું ) રહી મનની એકાગ્રતા કરવી સ્નાનનો પ્રકાર કહે છે.; નદી, તળાવ, અને વાવ એમાં

સ્નાન તેમાં નદીનું ઉતમ, તલાવનું મધ્યમ અને વાયનું કનિષ્ટ જાણવુ. આ ત્રણે ના હોય ત્યાં કુવાના પાણીથી નહાવું હે અશ્વકાંતે. હે રથકાંતે, હે વસુંધરે, હે મૃતિકે મેં મેં જે પાછળ પાપ મેળવ્યું તેનું તું હરણ કર, તું મારૂં પાપ દુર કરીશ તો હું સારા પદે જઈશ, આ મંત્ર વડે વૃત કરનારાએ મૃતિકા માટી સ્નાન કરવું. પતિત, ચોર નાસ્તિક ( અધર્મી ) જુઠું બોલનારા અને વેદ તથા તથા બ્રાહ્મણની નિંદા કરવાવાળા એમના જોડે બોલવું નહીં એમનાથી પણ બીજા દુરાચારી (ખરાબ ચાલથી ચાલનારા ) તથા અગમ્ય સ્રી જોડે ગમન કરનારા બીજાના અને દેવના દ્રવ્યને આહાર (હરણ કરવું) કરનારા એ સર્વનાથી બોલવું નહીં ને એમનું મુખ જોવું નહીં જોવામાં આવે તો સુરજને જોવું. ને પછી યથાસંગ ભગવાનનું પુજન કરવું ભાવયુક્ત મનથકી દીપદાન કરવું ને તે દીવસે ઉંઘ અને મથુન એમને ત્યાગ કરવો. ગીતા તથા શાસ્ત્ર સંભાષણ કરી દહાડો અને રાત ગુમાવવીતથા ભક્તિ યુક્ત અંતઃકરણથી રાત્રે જાગવું પછી બ્રહ્મણને દક્ષીણા આપી પગે લાગીને ક્ષમા માગવી, ધર્મશીલ પુરૂષોએ શુકલ તથા કૃષ્ણ એકાદશી સરખી માનવી બંનેમા કાંઈ પણ ભેદ રાખવો નહિ એવી રીતે વ્રત કરવાથી જે ફલ મળે છે તે સાંભળ. શંખાદ્ધાર તીર્થમાં સ્નાન કરી ભગવાન ગદાધરનું દર્શન કરવાથી જે ફળ મળતું હોય તેનાથી એકાદશી ઉપવાસ ફળના સોળમા

ભાગે પણ બરાબરી કરી શકાતી નથી વ્યતીપાતને દીવસે દાન કરવાથી બીજા દીવસના દાન કરતા લક્ષઘણું ફળ કહેલુ છે, ઉત્રાણને દીવસે દાન કરવાથી ચાર લક્ષગણું ફલ પ્રાપ્ત થાય છે તથા કુરૂક્ષેત્રમાં ચંદ્ર સુરજના ગ્રહણ પર્વ થકી જે પુણ્ય પ્રાપ્ત થાયછે. તે બધું ફલ એકાદશીને દિવસે ઉપવાસ કરવાથી મળે છે. અશ્વમેધ યજ્ઞ કરવાથી જે ફળ થાય છે તેનાથી શતગુણિત ફલ એકાદશીએ ઉપવાસ કરવાથી પ્રાપ્ત થાયછે પોતાના ઘેર નિત્ય લાખ તપસ્વીને સાઠ હજાર વરસ ભોજન આપ્યાથી જે ફલ પ્રાપ્ત થાયછે તેજ ફલ એકાદશીએ ઉપવાસ કર્યાથી પ્રાપ્ત થાય છે. વેદાંગ ( શાસ્ત્ર ) પણ કરનારા બ્રાહ્મણોને હજાર ગાયો આપવાથી જે ફલ થાયછે તે ફલ એકાદશીએ ઉપવાસ કરવાથી થાય છે. જેના ઘેર નિત્ય દસ બ્રાહ્મણો જમે છે ને તેથી તેને જે પુણ્ય થાયછે તેનાથી દસગણું પુન્ય એકાદસીએ ઉપવાસ કરવાથી પ્રાપ્ત થાયછે. દસ બ્રાહ્મણ જમાડવા કરતાં દસગણું પુન્ય બ્રહ્મચારી જમાડવાનું છે, એથી હજાર ગુણુ પુણ્ય કન્યાદાન કરવાથી પ્રાપ્ત થાય છે. એથી દસ ગણું પુણ્ય વિધીદાન કરવાથી પ્રાપ્ત થાય છે તેથી દસગણું પુણ્ય બુભુક્ષિત (ભુખ્યા) ને અન્નદાન કરવાથી પ્રાપ્ત થાયછે. હે અર્જુન; અન્નદાન જેવું દાન થયું નથી ને થનારૂં પણ નથી. અન્નદાનથી સ્વરગમાં રહેલ પિતૃ તૃપ્ત થાય છે એકાદસી વૃતના પુણ્ય ગણત્રી નથી ને આવૃતનો પ્રભાવ (શક્તિ) દેવને પણ દુર્લભ છે એક ભુકત (એકવખતખાવું)

અથવા નકત કરવાથી એકાદસી વૃતનુ અરધુ ફળ આપે છે એવું ભક્ત નકત અથવા ઉપવાસ એમાંથી કંઇ પણ એકાદશીને દિવસે કરવું. તીર્થો દાનો નિયમો અને ગમ તથા યજ્ઞ ત્યાંહાં સુધી ગર્જના કરે છે. કે જ્યાં સુધી એકાદસી આપતી નાહિ. માટે જેમને સંસારનું ભય લાગતું હોય તે બધાએ એકાદશીને દિવસે ઉપવાસ કરવો. નખ વળગાડી પાણી પીવું નહી. માછલું તથા ભુંડ એ અંન ખાવું નહી ને એકાદસીએ જમવું નહી. ભગવાન ક- હે છે કે હે અર્જુન તને આ બધા વૃતોમાં સારૂં વૃત કી- ધું હજાર યજ્ઞ કરવાથી પણ એકાદસી તિથી કીધી તે શા કારણથી પુણ્ય તિથી કહેવાય. એ મને કહો, શ્રી કૃષ્ણજી કહે હે અર્જુન, પુર્વકાલે કૃતયુગમાં મોટો વિચિત્ર; ક્રુર અને સર્વે દેવને ભયંકર એવો મરૂ નામનો દઇત્ય હતો. હે અર્જુન તે દુષ્ટ દઇત્યે ઇંદ્રને જીત્યો ત્યારે ઇંદ્રે બધી વાતા શીવજીને કીધી કે હે ભગવાન અમો બધા દેવ પો તાના સ્થાનથી ભ્રષ્ટ થઇ પૃથ્વી ઉપર ફરીએછીએ હવે અ મારી શી વલે ? અમારે શો ઉપાય કરવો. શિવજી બોલ્યા હે દેવરાજ, સકલ દેવના મોટા ગરૂડધ્વજ ભગવાન બધ દેવને શરણ જવા યોગ્ય અને સકલ જગતના પાવન કરવ વાળા તથા બધાને પરાયણ તે છે. ત્યાં આપણે બધા જ ઈશું, તે આપણું કાર્ય કરશે એવું શીવજીનું વચન સાંભ- ળાને ઇંદ્રને મોટો આનંદ થયો અને બધા દેવ, મરૂદ્ગણ ત થા શીવજી સમેત જયાં ભગવાન સુતા હતા ત્યાં આવ્યા

તથા જલના વચલા ભાગમાં ભગવાન ઉંઘમાં છે, એવું જો-ઈ શીવજી હાથ જોડી તેમની સ્તુતિ કરવા લાગ્યા. હે સ-કલ દેવાધિદેવ, હે દર્ત્યહરે, હે કમલપત્રાક્ષ હે મધુસુદન અમારૂં રક્ષણ કરો. આ બધા દેવ દર્ત્ય થકી ભીતી પામી મારી સાથે તમારે શરણ આવ્યા છે. તમો બધાને ઉત્પન્ન કરનારા ને બધાને સાધન પણ તમોજ છો. જગતના મા-બાપ તથા ઉત્પતિ સ્થિતિ અને સંહાર કરનારા તમોજ છો. દેવને સહાય કરનારા ને શાંતિ કરનારા તમો છો પૃથ્વી અને આકાશ તમારાં રૂપો છે. બધા જગત ઉપર ઉપકાર કરનારા તમો છો. શિવ અને ત્રૈલોકયના પારપાલક બ્રહ્મદેવ તથા ચંદ્ર સુર્ય અગ્નિહોમનું દ્રવ્ય (સામાન) હોમ મંત્ર તંત્ર રૂત્વિજ, જપ, યજમાન, યજ્ઞ અને વધુ ફલ ભોગવનારા ઇ-શ્વર તમોજ છો, ચરાચર ત્રિલોકયમા તમારા વિના કંઈ એક પદાર્થ નથી. હે દેવાધીદેવ, હે શરણાગત વત્સલ; હે મહા યોગી તમો અમારૂં રક્ષણ કરો. રાક્ષસોએ દેવને જીતી સ્વ-ર્ગથી પદચ્યુત કર્યા, જગન્નાથ સ્થાનભ્રષ્ટ થઈ બધા દેવ પૃથ્વી ઉપર ફરે છે એવું શિવજીનું વચન સાંભળી વિષ્ણુ બોલ્યા, જે દઈત દેવને જીત્યો એવો તે કોણ! તે કયાં રહે છે! તેનું નામ શું! તેનું બળ કેટલું છે! ને તેને આશ્રય કોનો છે? હે! ઇંદ્ર, ભય છોડીને મને કહે, એવું ભગવાનનું વચન સાંભળી ઇંદ્ર, બોલ્યા હે ભગવાન. સકળ દેવાધિદેવ હે ભ-ક્તને અનુગ્રહ કરવાવાલા, બ્રહ્મદેવના સ્વેદોમાં ઉત્પન્ન થ-એલો, મોટો ઉગ્ર બધા દેવનું મર્દન કરનારો નાડીજ ના-

મનો એક દઈત પાછળ હતો તેનો પુત્ર ઘણો પ્રસિદ્ધ મરૂ નામનો મોટો દૈત્ય છે. તેની ચંદ્રાવતી નામની વિખ્યાત નગરી છે, તે નગરીમાં રહી બધા દેવને જીતી તેણે પોતાના તાબે કરી લીધા ઈંદ્ર, અગ્નિ, યમ, ઇશ, સોમ, નૈરૂતિ અને વરૂણ એમના સ્થાન ઉપર પોતે જઇ બેઠો પોતેજ સુરજ થઈ સુર્યને પ્રકાશ કરે છે, પર્જન્ય પણ પોતેજ થયો છે, એવી રીતે બધા દેવથી પોતેજ ભરેલો છે, માટે હે ભગવાન તમે તે દઈત્યનો સંહાર કરી દેવને જય આપો. એવું તેનું ચન સાંભળી ભગવાનને ક્રોધ આવ્યો ને ઈંદ્રને કીધું કે એવા મોટા બળવાન દઈત્યને હુ મારીશ. હવે બધાએ મારી જોડે તેના ચંદ્રવતી નામની નગરીમાં ચાલવું એવું સાંભળી બધા દેવ વિષ્ણુની જોડે ત્યાં ગયા. પછી દેવે તે દઈતને જોયો, તે એવો કે જેના હાથમાં બધી ભાતનાં શસ્ત્રો છે ને મોટ મોટી ગર્જના કરનારા તથા જેમની સંખ્યા ગણાતી નથી. એવા દઇત્ય તેની સાથે છે પછી દેવ દઈત્યનું યુદ્ધ થયું તેમાં દઈત્યે દેવને માર્યા ત્યારે યુદ્ધની જગાછોડી દશ દીશામાં દેવ નાશીગયા. ને ભગવાન ત્યાજ યુદ્ધ ભુમીમાં ઉભા રહેલા બધા દઇત્યોએ જોઇ મોટા ક્રોધ થકો હાથમાં અનેક પ્રકારનાં શસ્રો લેઇ ભગવાનની પાસે દોડતા આવ્યા. તે જોઇ ભગવાને પોતાના ધનુષ્યને સર્પ જેવાં પણ ઉગ્ર બાણ લગાડી તેમને માર્યાં તેથી તે હજારો દઈત્ય મરણ પામ્યા. પંડે એકલો મરૂ દઇત્ય રહ્યો તે રણમાં ઉભો રહી ભગવાનની જોરે

વારે વારે યુદ્ધ કરવા લાગ્યો. ભગવાન તેના શરીર ઉપર જે જે શસ્ત્ર નાંખે તે તેના ઉપર ફુલ જેવું થઈ પડે. દઈ-ત્યના તેજ થકી તે નિસ્તેજ થઈ ખુટી જાય. શસ્ત્રાસ્ત્ર થકી તાડન કરવાથી પણ દઈત્ય જ્યારે જીત્યા જાય નહી ત્યારે ભગવાને પોતાના અર્ગલા (ભુગળ) જેવા હસ્તથી બાહુ યુદ્ધ કર્યું. બનેનું બાહુ યુદ્ધ દેવનાં શહુસ્ત્ર વર્ષ થતાં સુધી થયું તેથી ભગવાન થાકીને બદરિકાશ્રમમાં ગયા ત્યાં ઘણીજ શો-ભાયમાન એવી હેમવતી નામની ગુહા હતી તેમાં ઉંગવા માટે ભગવાને પ્રવેશ કર્યો. તે ગુહા બાર યોજન (અડતા-લીસ ગાૈ) લાંબી ને તેને એકજ મારગ હતો એવો ગુહામાં તે સુઈ ગયો ભગવાન કહે છે હે અર્જુન, તે મોટા યુદ્ધથી હુ થાકી ગયો પછી તે પીઠે લાગેલો દઇત્ય તે ગુહામાં આવ્યો અને મને સુતો જોઈ તેને મનમાં વીચાર કર્યો કે એ ભગવાન છે, તેણેજ મારા બધા દહીત મારી નાંખ્યા હવે હું એને મારીશ. એવી રીતે તે દુરબુદ્ધિ વિચાર કરે છે એ-ટલામાં હે અર્જુન મારા શરીરથી મોટી તેજસ્વી એક કન્યા ઉત્પન થઈ, તેના હાથમાં ઘણાં આયુધો છે એણે દઈ-ત્યનો અધિપતિ જે મેરૂ તેને જોયો અને તેની જોડે યુદ્ધ માગ્યું ત્યારે તે કન્યા મરૂ દઈત્યની સાથે નિરંતર યુદ્ધ કરવા લાગી એ જોઈ તે દઈત્ય ઘણુંજ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો કે આ દેવી કોણે નિર્માણ કરી કેટલી ભયં-કર અને ઉગ્ર છે! આ મારા શરીર ઉપર વજ્ર જેવી પડે

છે એવું બોલી તેની જોડે યુદ્ધ કરવા લાગ્યો પછી તે દેવીએ મોટી ચપલતાથી તે બલવાન દૈત્યના શાસ્ત્રનો નાશ કરી એક ક્ષણ માત્રમાં તેને વીરક્ત કર્યો, પાછો તે યુદ્ધ કરવા માટે મોટા બળથી દોડયો એવું જોઇ દેવીએ તેની છાતી ઉપર હાથ મારી તેને હેઠળ પાડયો પછી તે મરૂ દૈત્ય ફરીથી ઉઠીને તે કન્યાને મારવી એવા હેતુથી આમ તેમ દોડતાં છતાં ફરી દેવીએ ક્રોધ થકી મરૂને માર્યો એક ક્ષણમાં તેનું મસ્થક પૃથ્વી ઉપર પાડેલું તે ત્યાંજ ઉકાસમાન હતું. એવી રીતે તેનો શીરચ્છેદ થઇ તે યમલોકમાં ગયો. બીજા બાકી રહેલા દૈત્ય ભય પામી પાતાળમાં નાશી ગયા ભગવાને ઉંઘમાંથી જાગૃત થઇને પોતાની આગળ મરણ પામેલો દૈત્ય જોયા ને એક કન્યા પણ હાથ જોડીને નમ્રતાથી ઉભી રહેલી જોઇ વિસ્મય પામી ભગવાન સારી આંખો ઉઘાડીને બોલ્યા કે પ્રસિદ્ધ અને દુષ્ટ એવો એ દૈત્ય કોણે માર્યો. એણે દેવ, ગંધર્વ ઇંદ્ર, મરૂદ્ગણ તથા બધા લોકપાલ સહીત નાગનો પરાભવ કીધો અને મારો પણ પરાભવ કર્યો હતો તેથી હું તેના ભય થકી નાશીને આ ગુફામાં સુઇ રહ્યો હતો. મારી દયા લાવીને કોણે આ દૈત્યનો વધ કર્યો! ભગવાન્નાં વચન સાંભળી તે કન્યા બોલી કે—હે ભગવાન! આપના અંશથી ઉત્પન્ન થએલી હું તેણે આ દૈત્યને માર્યો. કેમકે. હે પ્રભુ! આપ નિંદ્રાવશ હતા, અને એ દૈત્ય આપને મારવા પ્રવૃત્ત થએલો હતો, આ પ્રમાણે ત્રણે લોકને દુઃખ આપનારો તે દૈત્ય

તેના વ્યાપારને જાણી મેં એને માર્યો અને સર્વદેવોના ભયને દુર કર્યો. આવાં તે કન્યાનાં વચન શ્રાવણ કરી ભગવાન બોલ્યા કે—હે દેવી! તેં આ દઈત્યને માર્યો તેથી હું સંતોષ પામ્યો. અને દેવ પણ આનંદયુક્ત થઈ સંતુષ્ટ થયા તેં આજે ત્રણે લોકમાં આનંદ ઉત્પન્ન કર્યો. એ માટે હે સુવ્રતે! હે દોષરહિતે! હું તને પ્રસન્ન થયો છું મારી પાસેથી વર માગી લે દેવને પણ દુર્લભ એવો વર હું તને આપીશ. આવાં શ્રી ભગવાનનાં વચન સાંભળી તે કન્યા બોલી. હે ભગવાન! આપ જો મારા ઉપર પ્રસન્ન થયા છો, અને વરદાન આપો કે—ઉપવાસ કરનારા માણસને હું મહા પાતકમાંથી મુક્ત કરૂં. ઉપવાસ કરનારા માણસને જે પુણ્ય થાય તેનું અર્ધ પુણ્ય નકત કરવા વાળાને મળે અને એક વખત ખાનારને તેનાથી અર્ધ ફળની પ્રાપ્તિ થાય. અને જે જીતેન્દ્રીય થઈ ભાવ થકી મારૂં વ્રત કરે, તે વૈષ્ણુવ સ્થાનને પ્રાપ્ત થઇ કરોડો કલ્પ પ્રયત્ન અનેક પ્રકારના વિષયોનો ઉપયોગ કરે. હે ભગવાન! આપની કૃપા થકી આ પ્રમાણે વર મળવો જોઈએ મારે દિવસે જે કોઈ ઉપવાસ, નકત અથવા એક સમય ખાશે તેના ધર્મની તથા દ્રવ્યની વૃદ્ધિ થઈ અંતકાળે તેને મોક્ષ મળે આ પ્રમાણે તેના વચનને શ્રવણ કરી શ્રી ભગવાન બોલ્યા કે હે કલ્યાણી! જેવું તેં મારી પાસે માગી લીધું તે પ્રમાણે સર્વ તને પ્રાપ્ત થશે. અને ત્રણ્યે લોકમાં જે મારા ભક્ત

છે, તે સર્વ તારા ભક્ત થશે. અને ત્રૈલોક્યમાં વિખ્યાત થઇ અંતે મારી પાસે આવશે. તું એકાદશીએ ઉત્પન્ન થઇ મારી શક્તિ કરવાવાળી છે. એ માટે તારૂં નામ એકાદશીજ થશે સર્વ પાપોને ભસ્મ કરી તને અવિનાશએવાં પદની પ્રાપ્તી થશે. ત્રીજ આઠમ, નોમ ચઉદશ અને અગીયારસ આટલી તિથીયો મને વિશેષ પ્રિયછે એકાદશીનું વ્રત કરવાથી બધાં વ્રતો દાનો અને તીર્થોથી વિશેષ ફળ પ્રાપ્તી થાય છે. એ હુ તને સત્ય કહું છું, આ પ્રમાણે વર આપી ભગવાન ત્યાંજ અંતરધ્યાન થયા અને તે સમય તે એકાદશી આનંદ થકી પુષ્ટ થઇ. ભગવાન કેહે છે—કે હે અરજુન ! આવા પ્રકારની એકાદશીનું વ્રત જે કોઇ મારો ભક્ત કરશે. તેના શત્રુઓનેઃ નાશ કરીને તેને ઉત્તમ ગતિ આપીશ. તથા અન્ય પણ કોઇ એકાદશીનુ વ્રત કરશે. તેમનાં વિઘ્નાનો નાશ કરીને તેને સર્વ પ્રકારની રિદ્ધિઓ આપીશ. હે અરજુન! આ પ્રકારે મેં તને એકાદશીની ઉત્પતિ કહી. આ એકાદશી નિત્ય છતાં સર્વ પાપોનો ક્ષય કરવ વાળી છે, છતાં પણ પુણ્યકારક પણ આ એકજ છે. અને સર્વ લોકમાં એને સર્વ સિધ કરવાવાળી એમ કહે છે. હે પાર્થ ! શુકલ એકાદશી કે કૃષ્ણ એકાદશી હોય પણ ઉભયમાં ભેદ સમજશો નહિ. બન્ને એકાદશીએ વ્રતો કરવાં. એકાદશી સમાન પુણ્યવાન દ્વાદશી નથી. ઉભય પક્ષની તીથી એકજ છે, માત્ર વ્રત કરનારાઓએ બન્નેમાં ભેદ જોવોજ નહિ એકાદશીને દિવસે જે લોકો ઉપવાસ

કરશે, તે ભગવાન ગરૂડધ્વજ જે સ્થળે છે. ત્યાં ઉત્તમ સ્થાનમાં રહેશે, જે જન વિષ્ણુ ભક્તિ કરવાવાળા છે તેને ધન્ય જાણવા. એકાદશીના મહોત્સવનો જે પાઠ કરશે, તેને અશ્વમેધ યજ્ઞના ફળની પ્રાપ્તિ થશે, એ નિઃસંદેહ છે એકાદશીને દિવસે કાંઈ પણ ન ખાતાં, હું બીજે દિવસે ખાઈશ. હે ભગવાન! આપ મારૂં સંરક્ષણ કરો. એવું બોલીને ભગવાનને ખોબો ભરીને પુષ્પ ચડાવવા અને પછી જેને ઉપવાસ ફળની આકાંક્ષા હોય તેણે અષ્ટાક્ષરી મંત્રવડે અભિમંત્રણ કરેલું જળ પ્રાશન કરવું. દ્વાદશીને દિવશે ફરીથી ખાવાનું, દિવસે ઉંઘવાનું પારકું અન્ન, મૈથુન, ક્ષાદ્ર, કાંસ્ય, અમિષા અને તેલ આ આઠ પદાર્થોનો ત્યાગ કરવો, જેની સાથે બોલવું યોગ્ય નથી, તેની સાથે એકાદશીને દિવસે બોલવું થયું હોય, તો બારસને દિવસે તુલસીદળ તથા આમળાં ખાવું એટલે તે શુદ્ધ થાય છે. બારાશને દિવસે સ્નાન, સંધ્યા, હોમ તથાં પુજન આદિ બપોર પર્યંત જે જે કર્મો કરવાનાં હોય તે સર્વ અરૂણોદય સમય કરવાં (સતાવન ઘડી રાત્રિ જાય ત્યારે અરૂણોદય કાળ થાય છે) સંકટકાળ પ્રાપ્ત થાય તો ઉદક પ્રાશન કરી પારણાં કરવાં પછી જમવું ઉદકપાન કર્યા પછી જમવાનો દોષ નથી. જે કોઈ વિષ્ણુભક્ત પાસેથી અત્યંત પવીત્ર એવી એકાદશીની કથા એકાદશીને દિવસે યા રાત્રિએ સાંભળે તો તે કરોડ કલ્પ પર્યન્ત વિષ્ણુ લોકમાં

પુજાય છે. જે એકાદશીમાહાત્માના ચોથા ભાગને શ્રવણ કરે છે, તેના બ્રહ્મહત્યાદિ સર્વ પાપો નાશ પામે છે, વિષ્ણુ વ્રતના સમાન સાક્ષાત વ્રત નથી.



## માગશર સુદની મોક્ષદા નામની એકાદશી.

ધર્મરાજ ભગવાનને પુછે કે-હે પ્રભુ! આપ અખિલ જગતની ઉત્પત્તિ કરવાવાળા, પુરણ પુરૂષોત્તમ ત્રણે લોકને સુખ આપનારા વિશ્વના સ્વામી, સાક્ષાત્ વિષ્ણુ આપને નમસ્કાર કરૂં છું; હે સકળ દેવાધિ દેવ! મને એક મહાસંશય છે; અને તે હું સર્વ લોકના હિતાર્થે અને પાપનો નાશ થવા માટે પુછુછું કે—માગશર—માસની શુકલ એકાદશીને શું કહેવું! તેનો વિધિ શું! તથા એકાદશીને દિવસે કયા દેવનું પૂજન કરવું ? હે ભગવાન! આ બધું મને કહો. આવા ધર્મ રાજાના પ્રશ્નને શ્રવણ કરી, ભગવાન કહેવા લાગ્યા કે-હે ધર્મરાજા! તમો ઘણા યશસ્વી થાઓ. તમે જગતના હિતાર્થે ઉત્તમ પ્રશ્ન પુછેલ છે. હે યુધિષ્ટિર! ઉત્તમ એવો જે હરિવાસર કહેવાય છે, તે માગશર માસની શુકલ એકાદશી છે; અને મને ઘણીજ પ્રિય એવી દ્વાદશી પણ તમને કહીશ. હે રાજા! દઈત્યનો નાશ કરવા માટે માગશર માસમાં ઉત્પન્ન થયેલી અને મને અત્યંત પ્રિય, હે રાજશ્રેષ્ટ ! સકળ ચરાચરમાં પ્રસિદ્ધ એવી એકાદશી તમને મેં પ્રથમ કહેલી છે. જે કારતક કૃષ્ણ એ-

કાદશી અને જેનું નામ ઉત્પત્તિ છે, હે ધર્મ રાજા! હવે તમને માગશર શુક્લ એકાદશી કહીશ, કે જેના શ્રવણથી વાજપેય યજ્ઞનું ફળ પ્રાપ્ત થાયછે અને તેનું મોક્ષદા નામ છે. અને એ સર્વ પાપને હરવવાવાળી છે; આ એકાદશીએ દામોદર દેવનું પુજન કરવું તથા નૃત્ય અને મંગળ કારક ગીત ગાવાં. ભગવાન કહે છે કે હે રાજેન્દ્રા! આ વિષયમાં હું તમને પુરાણની ઉત્તમ કથા કહું છું તે સાંભળો,તેએવી કથા છે કે અધમ ગતિને પાપ્ત થયેલા પિતા, માતા અને પુત્રાદિ તેઓ આ એકાદશીના પુણ્ય પ્રભાવથી સ્વર્ગમાં જાય છે: એ નિસંદેહ છે માટે હે યુધિષ્ઠિર આ એકાદશીના મહિમાને શ્રવણ કરો. પુર્વે મહા શોભાયમાન એવા ગોકુલ નામના નગરમા વૈખાનસ નામનો રાજર્ષી હતો જે પુત્રવત્ પ્રજાનું પાલણ કરતોહતો. તેના નગરમાં ચારે વેદનું અધ્યયન કરનારા બ્રાહ્મણો રહેતા હતા. આ પ્રમાણે તે રાજ્ય કરતો હતો તેને રાત્રે સ્વપ્નમાં પોતાના પિતાને નીચ ગતીએ ગયેલ એવું જોવામાં આવતા મહા વિસ્મય પામ્યો અને આંખ્યો ઉઘાડી, તથા તેણે સ્વપ્નમાં થયેલી વાર્તા પોતાની નગરીના વિદ્વાન બ્રાહ્મણોને કહી કે–હે વિપ્ર! મેં મારા પિતાને સ્વપ્નમાં નરકમાં પડેલા જોયા, અને તેણે મને નિરખી કહ્યું કે–હે પુત્ર! હું અધોગતિને પામ્યો છું. માટે તું મારો ઉદ્ધાર કર: આ પ્રમાણે મારી સાથે વાત કરેલ પિતાને મેં સ્વપ્નામાં જોયા ત્યારથી માહારા દીલને

ચેન નથી; આ મહાન રાજ્ય મને દુખદાયક છે. ઘોડા, હાથી, અને ગાડીઓ એ પણ મને રૂચતાં નથી, તેમજ મોટા મોટા ભંડારો ઉત્તમ મહારી વિવાહિતા સ્ત્રીઓ અને પુત્ર એઇને પણ મને સુખ થતું નથી. હે વિપ્રમહારાજ! હવે હું શું કરૂં! ક્યાં જઉ, મારૂં શરીર બળે છે ક્યાં દાન, વ્રત, તપ વા ક્યા યોગથી મારા પુર્વજ મોક્ષ પામે એ કહો; કેમકે હું સામર્થ્યવાન એમનો પુત્ર છતાં તેઓની અધમ-ગતિ એ શું! જેના પિતા નરકમાં તેનો જન્મ નિરર્થક સમજવો. આવાં વેખાસનનાં વચન શ્રવણ કરી બ્રાહ્મણ કહે છે કે–હે રાજા! અહીં સમીપમાંજ પર્વત નામના ઋષિનો આશ્રમ છે ત્યાં તમે જાઓ કેમકે તે ભૂત ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણ્યે કાળને જાણનારા છે. આવાં બ્રાહ્મણોનાં વચન શ્રવણ કરી વેખાસન રાજા પોતાની પ્રજા તથા વિદ્વાન બ્રાહ્મણોને સાથે લઈ, જ્યાં મહાત્મા પર્વત રૂષિનો આશ્રમ હતો ત્યાં આવ્યો. રૂષિનો આશ્રમ મોટો, વિશાળ અને ઋગ્વેદ. યજુર્વેદ, સામવેદ, તથા અથર્વ વેદને જાણવાવાળા એવા બ્રાહ્મણોથી ભરેલો હતો, તે આશ્રમની વચે પર્વત રૂષિ બેઠેલા હતા તેથી જાણે બ્રહ્મા બેઠા હોય તેમ જણાતા હતા. આવા પર્વત રૂષિને જોઇને વેખાસન રાજાએ તે સમય પૃથ્વી ઉપર સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી તે રૂષિએ રાજાને સમીપમાં બેસાડી શેન અને રથ વીગેરે સાત અંગનું કુશળ પુછયું અને એવા પ્રશ્ન કર્યા–હે રાજા! તારૂં

રાજ્ય નિષ્કંટક છે ! તથા પ્રજા તો સુખી છે ! આવા પર્વત રૂષિના ઘણા પ્રશ્નો શ્રવણ કરી રાજાએ કહ્યું કે–હે મહર્ષી આપની કૃપાથી સર્વ કુશળે છે. પણ સર્વેશ્વર છતાં મને એક વીઘ્ન ઉત્પન્ન થયું છે, આવાં રાજાનાં વચન શ્રવણ કરી પર્વત રૂષિ આંખ્યો મીચી ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનો વીચાર કરવા લાગ્યા. બે ઘડી સુધી ધ્યાનારૂઢ રહી આંખ્યો ઉઘાડી રાજાને કહ્યું કે–હે રાજા! તારા પીતાના પાપને મેં જાણ્યું તારા પીતાએ પુર્વ જન્મે વીષયાસક્ત થઈ બે સ્રીમાંથી એકને દ્વેષને લીધે બીજીના રૂતુ કાળનો નાશ કર્યો તે એ પ્રમાણે કે, રૂતુ પ્રાપ્ત થવાથી તારા પિતા પાસે દીન થઈને સંયોગ માગતાં તારા પીતાએ દ્વેષને લીધે બીજી સ્રીનાં વચન સાંભળ્યા નહીં અને સંયોગ ન આપતાં તે સ્રીનો ત્યાગ કર્યો. તે પાપથી તારો પીતા નરકમાં વાસ કરે છે. આવાં મહર્ષીનાં વચન શ્રવણ કરી પુન: રાજાએ કહ્યું કે–મહારાજ ! કયાં દાન તથા વ્રતથી એમને મોક્ષ થશે આવાં રાજાનાં વચન સાંભળી રૂષિ બોલ્યા કે–હે રાજા ! માગશર માસની જે શુકલ એકાદશી છે. તે મોક્ષ આપવા વાળી છે અને વિષ્ણુની તીથી કહેવાય છે બધાએ તે એકાદશીનું વ્રત કરી તેનું પુણ્ય તારા પીતાને આપવું એટલે પુણ્ય થકી તારા પીતાનો મોક્ષ થશે. આવાં રૂષિનાં વચન શ્રવણ કરી વૈખાસન રાજા પોતાની નગરીમાં આવ્યો. પછી થોડા સમયે માગશર શુકલ એકાદશી આવતાં રાજાએ પુત્ર તથા પોતાની સ્રી વગેરે બધાં પાસે વીધીપુર્વક

એકાદશીનું વ્રત કરવાનું અને તેનું પુણ્ય પોતાના પીતાને સમર્પણ કર્યું. તેનું પુણ્ય આપતાંજ તે સમય સ્વર્ગમાંથી પુષ્પ વૃષ્ટિ થઇ અને સર્વ દેવ સ્તુતિ કરતા વૈખાસનનો પીતા સ્વર્ગમાં ગયો. અને આકાશના બોલ્યો કે-હે પુત્ર તારૂં સદા કલ્યાણ થાઓ એમ કહી સ્વર્ગમા ગયો ભગવાન શ્રીકૃષ્ણ ધર્મ રાજાને કહે છે કે-હે ધર્મરાજ જે કોઈ આ મોક્ષ નામની એકાદશીનું વ્રત કરશે, તેનું પાપ ઘટીને તે મરણ પામેથી મોક્ષ પામશે. આ એકાદશી કરતાં અન્ય મોક્ષ આપવા વાળી અને પવિત્ર નથી, તથા જેણે આ એકાદશીનું વ્રત કરેલું છે તેનાં પુણ્યની ગણના માણસથી પણ થઈ શકે તેમ નથી. આ એકાદશી ચીન્તામણી સમાન ઇચ્છિત ફળને આપનારી છે.



## માગશર વદની સફલા નામની એકાદશી.

ધર્મરાજા ભગવાનને પુછેછે કે-હે ભગવાન ! માર્ગશીર્ષ કૃષ્ણ એકાદશીનું નામ શું તથા શી રીતે કરવી ! એ એકાદશીએ કયા દેવનું પુજન કરવું ? એ વિસ્તાર પુર્વક કહો. આવા ધર્મરાજના પ્રશ્નને શ્રવણ કરી, ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર કહે છે કે હે રાજશ્રેષ્ટ તારા સ્નેહ વડે હું તને કહું છું. હે ધર્મરાજ ? એકાદશીના વ્રત થકી જે મારો સંતોષ થાય છે, તેવો મોટા દક્ષણા વાળા યજ્ઞથી પણ થતો નથી માટે યત્ન પુર્વક એકાદશીનું વ્રત ક

રવું, માગશર કૃષ્ણએકાદશીનું મહાત્મ્ય એકાગ્ર અંતઃકર-
ણથી મારી પાસેથી શ્રવણ કરો હું તમને કહું છું જો કે જે-
ટલી એકાદશીઓ શાસ્ત્રમાં કહેલી છે, તેટલી સર્વ ઉત્તમ
છે તેમાં ભેદ માનવો નહી તોપણ પ્રત્યેક એકાદશીનો મહા-
ત્મ્ય શ્રવણ કરો. હવે પછી તમને સર્વ લોકોના હીતાર્થે
માર્ગશીર્ષ કૃષ્ણએકાદશીનું વીધાન કહું છું. માર્ગશીર્ષ કૃષ્ણએ
કાદશીનું નામ સફલા છે અને તેને દેવતા નારાયણ છે
માટે આ એકાદશીને દીવસે નારાયણનું પુજન કરવું એ-
કાદશીનું વીધાન જે પુર્વે કહેલું છે તે સર્વત્ર જાણી લેવું
બધા નાગમાં જેમ શેષ મોટો બધા પક્ષીઓમાં જેમ ગરૂડ
મોટો સર્વ યજ્ઞોમાં જેમ અશ્વમેધ યજ્ઞ મોટો તથા સર્વ
નદીઓમાં જેમ ભાગીરથી મોટી તેમ બધાં વ્રતોમા એકા-
દશીનું વ્રત મોટું જાણવું. ભગવાન કહે છે કે-હે ધર્મરા-
જ! જે મનુષ્ય ભક્તીપુર્વક એકાદશીનું વ્રત કરે છે તે મને
પ્રીય છે હે રાજા! તને મેં જે સફલા નામની એકાદશી
કહી છે તેના પુજનનો વીધી શ્રવણ કરો. આ એકાદશીને
દીવસે દેશમાં અને તે કાળમાં સારૂં ફળ હોય તે વડે ભ-
ગવાનનું પુજન કરવું તેમજ સારૂં શ્રીફળ, દ્રાક્ષ, જમ્મફળ,
સોપારી, લવીંગ, અને એ સીવાય અન્ય પણ સારાં ફળ
થતાં હોય તો તે વડે ધુપ, દીપ વીગેરે ઉપચારથી સર્વ
દેવમાં શ્રેષ્ઠ એવા ભગવાન નારાયણનું પુજન કરવું. સફલા
એકાદશીએ વીશેષ કરી દીપદાન દેવું અને રાત્રે મહાયત્ન-
પુર્વક જાગરણ કરવું હે રાજા! એકાગ્ર અંતઃકરણ વડે

વ્રત કરીને જે રાત્રે જાગરણ કરે છે, તેનું પુણ્ય કહું છું તે સાંભળો, સફલા એકાદશીના ઉત્તમ યજ્ઞ અને તીર્થ પણ નથી. તે વ્રત જેવું બીજું વ્રત પણ આ લોકમાં નથી. પાંચ હજાર વર્ષ તપ કરવાથી જે ફળની પ્રાપ્તી થાય છે, તે ફળ આ એકાદશીનું વ્રત કરવાથી મળે છે. હે રાજા! સફલા એકાદશીનું કથાનક તમને કહું છું. ચંપાવતી નામે નગરીમાં માહીષ્મન નામે રાજા રાજ કરતો હતો તેને ચાર પુત્ર હતા, તેમાં સર્વથી મોટો પુત્ર મહા પાપી હતો. તે એવો કે પરસ્ત્રી અને વેશ્યાઓમાં આસક્ત રહી તેણે પીતાનું સર્વ દ્રવ્ય ગુમાવ્યું અને નીરંતર ખરાબ ચાલથી વર્તી દેવ, બ્રાહ્મણ તથા વિષ્ણુ ભક્તની નીંદા કરતો હતો, પોતાના પુત્રની આવી વર્તણુક જોઈને માહીષ્મન રાજાએ ક્રોધથી તેનું ચોર એવું નામ રાખ્યું અને તેને ઘરમાંથી બહાર કાઢી મુકયો, તથી તેના નાના ભાઈઓએ તથા સગાં વહાલાંઓએ રાજાની બીકથી તેનું નામ છોડયું. પછી તે લંપક-ચોર પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો કે હવે મારે શું કરવું! પીતા, ભાઈ અને સગાં વીગેરેએ મારો ત્યાગ કર્યો. આ પ્રમાણે વીચાર કરતાં એણે નીશ્ચય કર્યો કે પીતાના નગરનો ત્યાગ કરી વનમાં જવું અને જીવહત્યા કરવી. દીવસે વનમાં અને રાત્રે પીતાની નગરીમાં ફરી પીતાના દ્રવ્યનું રાણુ કરવુ આ પ્રકારે દેવહત થયેલો લંપક વિચાર કરી ચંપાવતી નગરીમાંથી

મહા અરણ્યમાં ગયો અને ત્યાં રહી તેણે હજારો જીવની ઘાત કરી ચોરીઓ કરી ઘણી વાર લોકોએ તેને પકડયો. પણ રાજપુત્રજાણી માહીષ્મત રાજાની બીકથી તેને છોડયો આ પ્રમાણે કે લુંપક પુર્વ જન્મકૃત પાપસંસ્કારથી રાજ્ય ભ્રષ્ટ થઈ પાપકર્મમાં રક્ત થયો. તે નીત્ય માંસ સંપાદન કરવા વિશે આસક્ત તથા અરણ્યમાં ફળ ભક્ષણ કરે પણ તે જે સ્થળે રહેતો હતો તે સ્થળ ભગવાનને ઘણું પ્રીય હતું તે એવુ કે—ત્યા ઘણાં વર્ષનો જુનો એક પીંપળો હતો અને તે વનમાં એ પીપળને ઘણુંજ દેવત્ર હતું તે તળે તે લુંપક રહેતો હતો, તેણે પાપબુદ્ધિથી પોતાનો કેટલોક કાળ ત્યાં ક્રમણ કર્યો. એ લુંપક દુષ્કર્મ કરવા વાળો છતા તેના હાથ વડે એક સમય મંગળ કાર્ય થયું. તે એ કે—માર્ગશીર્ષ કૃષ્ણપક્ષની સફલા એકાદશીના પુર્વ દિવસે એટલે કે—દશમીને દિવસે રાત્રે એ વસ્ત્ર થકી હીન હતો. તેથી તે ઘણોજ ટાઢથી પીડા પામ્યો તે એવો પીડીત થયો કે પોતાના હાથપગ મીલાવવા આદિ કાંઈ પણ ઉદ્યોગ કરવાનું તેનામાં સામર્થ રહ્યું નહી. એવો તે લુંપક પીપળાના ઝાડ નીચે ટાઢથી પીડા પામતો હતો તેથી તેને નિંદ્રા આવતી ન હતી અને જરા પણ સુખ મળતું નહતું તેથી તે મરણતુલ્ય થઈ ગયો, તેણે આખી રાત દાંતેદાત લગાડી તે ટાઢથી એટલો ઠરી ગયો કે સુર્યોદય થયા છતાં પણ તેને ભાન રહ્યું નહિ પછી તે સફલા

એકાદશીને દિવસે બાર ઘાગે શુદ્ધ પામ્યો. શુદ્ધ પા
પછી તે બે ઘડીએ ઉઠયો પણ એનાથી ઉભું થવાય ના
તેથી લુલા જેવો ચાલવા લાગ્યો. પછી તે વનમાં ગ
પણ ક્ષુધા અને તૃષાથી પીડા પામતો હતો, તેથી
રાન થઇને તે વિલાપ કરવા લાગ્યો કે–હે પિ
હવે મારી શી ગતિ થશે! હું શું કરૂં! અને કયાં જા
આ પ્રમાણે આક્રંદ કરતો તે પીંપળા તળે આવ્યો અ
પોતે લાવેલાં બધાં ફળ ઝાડ પાસે મુકયાં. અને તે મુક
વેળાએ એવું બોલ્યો કે હે ભગવાન હરી ! આ ફળ આ
સમર્પણ કર્યાં છે એ પ્રમાણે કહી તે ત્યાંજ બેઠો તે ર
તેને નિંદ્રા આવી નહિ તેથી તેને જાગરણ થયું ા
ફળ સમર્પણ કરવાથી ભગવાને કૃપા થકી પોતાનું પુ
કર્યું એમ માન્યું, આ પ્રમાણે સફલા નામની એક
શીનું વ્રત એ લુંપકે અકસ્માત્ કર્યું અને એ વ્ર
પ્રભાવે નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થયું. હે ધર્મરાજા ! પુણ્
દય થવાથી એને કેવા પ્રકારે રાજ પ્રાપ્ત થયુ તે કહું
તે સાંભળો સુર્યોદય વેળાએ ત્યાં એક ઘોડો આવ્યો,
સારો તેજસ્વી અને તેના ઉપર સારાં કપડાં અને ઘરે
હતાં એવો તે ઘોડો લુંપક પાસે આવીને ઉભો, એટલ
આકાશવાણી થઇ કે હે રાજપુત્ર ! તું સફલા નામ
એકાદશીના પુણ્ય પ્રભાવથી અને ભગવાનની કૃપ
નિષ્કંટક રાજ્યને પ્રાપ્ત થા, તારા પિતા પાસે જઇ રાજ
ઉપભોગ લે. આ પ્રમાણે થયેલી આકાશવાણીને

અંગિકાર કર્યો અને તેનું દિવ્યરૂપ થયું. ભગવાન વિષે તેની પુજ્યબુદ્ધિ થઇ તેણે ઘોડા ઉપર આનેલાં ઘરેણાં અને કપડાં પહેર્યાં અને અશ્વ ઉપર બેસી પોતાને ઘેર જઇને પિતાને નમસ્કાર કરી ઘેર રહ્યો, પછી માહિષ્મત રાજાએ પોતાનો પુત્ર લુંપક છતાં પણ વિષ્ણુ ભક્તિ કરવાવાળો વૈષ્ણવ જોઇ તેને પોતાનું નિષ્કંટક રાજ્ય આપ્યું. લુંપક રાજાએ એકાદશી વ્રત તથા વિષ્ણુ ભક્તિ કરીને ઘણા વર્ષ સુધી રાજ્ય કરયું અને ભગવાનની કૃપાથી તેને ઉત્તમ સ્ત્રી અને સારા પુત્ર પ્રાપ્ત થયા, તે લુંપક રાજા વૃદ્ધ થયો ત્યારે તે પોતાના પુત્રને રાજ્ય આપી પોતે જીતેન્દ્રિય થઇ વનમાં ગયો. અને ભગવાનની આરાધન કરી અંતે વિષ્ણુલોકમાં ગયા કે ત્યાં ગયા પછી પ્રાણી પુનઃ શોક કરતા નથી આ પ્રમાણે જે સફલા એકાદશી વ્રત કરશે, તે આ લોકમાં યશ સંપાદન કરી અને મોક્ષ પદને પામશે એમાં સંદેહ નથી જે સફલા એકાદશીનું વ્રત કરાવવાળા છે, તેને ધન્ય છે. અને તે તેજ જનમમાં મોક્ષ સંપાદન કરે છે. હે રાજા! આ સફલા એકાદશીનું મહાત્મ જે શ્રવણ કરશે તેને રાજસુ યજ્ઞના ફળની પ્રાપ્તિ થશે, અને અંતે સ્વર્ગમાં રહેશે.

---

## પોષ શુદની પુત્રદા નામની એકાદશી.

ધર્મરાજા ભગવાનને પુછે છે કે હે શ્રીકૃષ્ણ! તમે

ઉત્તમ સફળા એકાદશીની કથા મને કહીતેથી આનંદ પામ્યો છું હવે પ્રસન્ન અંતઃકરણથી પોષ શુકલ એકાદશીનું કથન કરો. એ એકાદશીનું નામ શું ? એનું વિધાન શું ? એનો દેવતા કોણ ? અને એ એકાદશીનું વ્રત કરવાથી ભગવાન કોને પ્રસન્ન થયા ? આવાં ધર્મરાજાનાં વચન શ્રવણ કરી ભગવાન કહે છે કે–હે ધર્મરાજા ! લોકોના હિતાર્થે તમને પોષ શુક્લ એકાદશી વિધી પુર્વક કહું છું. પ્રથમ જે વિધી કહેલ છે તે વિધીથી આ આ અકાદશી અવશ્ય કરવી એનું નામ પુત્રદાછે અને સર્વ પાપને દુર કરેછે તથા સકળ મનોરથ પુર્ણ કરાવાવાળા અને સીદ્ધી આપવાવાળા એવા નારાયણ તેના દેવતા છે. આ એકાદશી જેવી બીજી ચરાચર જગતમાં નથી. જે કરવાથી વ્રત કરવાવાળા માણસને યશસ્વી તથા વિદ્વાન ભગવાન નારાયણ કહે છે. હે રાજા ! આ વીષયમાં પાપનું હરણ કરવાવાળી કથા તમને કહું છું તે શ્રવણ કરો. ભદ્રાવતી નગરીનો રાજા સુકેતુમાન નામે હતો. તેની શૈબ્યા નામે સ્રી પ્રસીધ હતી તે રાજાએ પુત્ર વગર અન્ય મનોરથ સીદ્ધ કરી ઘણો કાળ વ્યતીત કર્યો પણ વંશવૃદ્ધિ અર્થે તેને પુત્ર ન હોવાથી તે બાબતનો ઘણા દીવસ સુધી તે ધાર્મિક રાજાએ વીચાર કર્યો અને શોચ કરવા લાગ્યો કે હવે મારે શું કરવું ! કયાં જવું ! મને પુત્ર શી રીતે થશે ? આવા શોચનીય વીચારથી તેને પોતાના નગરમાં રાજ્ય સુખ મળતું નહોતું અને

તેથી પોતાની સ્ત્રીસહ નીરંતર દુઃખમાં રહેતો હતો. આ પ્રમાણે તે દંપતી દુઃખી હોવાથી તેના મરણ પામેલા પીતા તેના આપેલા ઉષ્ણજળને ગ્રહણ કરતા હતા. અને તે એવો વીચાર કરતા કે આની પાછળ જળ આપવા વાળો કોઈ નથી આવી ચીંતાથી તે નીરંતર દુઃખી હતા તેમનું દુઃખ જોઈ રાજા ઘણો દુઃખી થતો હતો. અને તેથી તેને પોતાના ભાઇ, મિત્ર અને સુહૃદ, હાથી, ઘોડા સેના તથા પોતાના અમાત્ય વીગેરે કાંઇ પ્રીય લાગતું નહતું. તે રાજાનઃ મનને પુત્ર થવાની આશા ન રહેવાથી તે કહેવા લાગ્યો કે-જે પુત્ર વગરનો છે. તેને જન્મનું કાંઇપણ ફળ નથી. પુત્ર વગરના પુરૂષનું ઘર શુન્ય છે. તેનું હૃદય સદા દુખી રહે છે. અને દેવ, પીતુ તથા માનવ એમના ઋણથી પુત્રહીન પુરૂષ મુકત થતો નથી માટે ઘણા સાધનોથી પુત્ર સંપાદન કરવો. કારણ કે પુત્ર વાન પુરૂષને આ લોકમાં કીર્તી અને પરલોકમાં ઉત્તમ ગતી મળેછે. નાના પ્રકારનાં પુણ્યકર્મ કરનારા પુરૂષના સો જન્મમાં પણ પુણ્યથી તેને આયુશ્ય અને શરીરમાં આરોગ્યતા અને સંપત્તિ પ્રાપ્ત થાય છે પુણ્યશીળ પુરૂષનેજ પુત્ર, પૌત્ર તથા ઉત્તમ ગતી પ્રાપ્ત થાય છે. પુણ્ય અને ભગવાનની ભક્તિ વગર કાંઇજ પ્રાપ્ત થતું નથી. પુત્રવાન તથ વિદ્વાન પુરૂષનેજ સંપત્તિ પ્રાપ્ત થાય છે. એવા વીચારથી રાજાને સુખ પ્રાપ્ત થતું નહતું. આ પ્રમાણે તે ચીંતાયુક્ત સુકેતુમાન રાજાએ આત્મઘાત કરવાનો

વીચાર કર્યો. ત્યારે મનમાં એવો વીચાર થયો કે-આત્મઘાતથી દુર્ગતીની પ્રાપ્તિ થાય છે. પછી પોતાનો દેહ વયથી ક્ષીણ અને અપુત્રત્વયુક્ત જોઇ એવો પુનઃ વીચાર કર્યો કે-પોતાની બુદ્ધિથી આત્મહીત કરવું એવો વીચાર કરી અશ્વારૂઢ થઈ ગહન અરણ્યમાં ગયો. મૃગ અને પક્ષીઓથકી યુક્ત એવાં ગંભીર વનમાં ગયાનું ગુરૂ વીગેરે કોઇએ જાણ્યું નહિ. પછી તે રાજા અરણ્યમાં આમ તેમ ફરતાં તેણે વડ, પીપળ, બીલી, ખજુર, ફનસ, બકુલ, ત્રણગે ઋતુમાં જેને પાંદડાં રહે છે એવાં વૃક્ષ, ટેભુર્ણી વીળવા સાયલું તાડ, તમાલ, દેવદાર, હિંગણબેટ, અર્જુન સાદડા, સોંકરી ભીલામા, સાળઈ, રાય આમળાં, સુખડ, અને ખેર વીગેરે ઘણી જાતનાં ઝાડ તથા તેમની શોભાયમાન ઢગલીઓ અને પાંદડાં પણ જોયા તેવાંજ હરણ, વ્યાઘ્ર, ડુંડ, સિંહ, વાનર, રાફડામાંથી નિકળના સાપ, અને પોતાનાં બચ્ચાં સાથે ભ્રમર કરતા મદોન્મત હાથી જોયા, તેવાંઝ ગવા-એના શિગડાંમાં પાણી ભરી શ્રી સદાશિવજીને અભિષેક કરે છે, કાળીયા હરણ, શીયાળ, સસલા, જંગલી બિલાડાં શળક, અને વનગાય, તથા ગજ સમુદાયનું રક્ષણ કરનારા અને હાથણીઓમાં ફરનારા ચાર દાંતના હાથી જોઇ રાજાએ પોતાનું દુઃખ જવા ઘણો વિચાર કર્યો. પણ દુઃખ ગયું નહી આવું આશ્ચર્યકારક વન ફરીને જોયું, કેટલેક સ્થળે શિયાળ તથા ઘુવડનો શબ્દ શ્રવણ કરીને તે જોતાં વનમાં આડાઅવળો ફરવા

લાગ્યો. આ પ્રમાણે ફરતાં બપોર થયા અને ભુખ તથા તૃષા લાગતાં તે આમ તેમ દોડવા લાગ્યો. પણ તેને પાણી ન મળવાથી તેનો કોમળ કંઠ સુકાઇ ગયો. તેથી તેણે વિચાર કર્યો કે-મેં પૂર્વ જન્મમાં શું પાપ કરેલ છે કે જેથી મારે આવું દુઃખ વેઠવું પડે છે. આ જન્મમાં તો દેવનું પુજન તથા યજ્ઞ કરી તેમને સંતુષ્ટ કરેલ છે. છતાં શા કારણથી મને દુઃખ થયું ? આ પ્રમાણે ચિંતાક્રાંત થઇ રાજા ફરતો ફરતો તે વનમાંથી બીજા વનમાં ગયો; ત્યાં તેના પુણ્ય પ્રભાવથી, તેણે મનોરંજક એક સરોવર જોયું એ સરોવર માનસરોવરની સ્પર્દ્ધા કરનારાળું. કરવાથી શોભાયમાન અને કારંડવ ચક્રવાક તથા રાજહંસ એમના શબ્દથી નાદયુક્ત અને ગરમ તથા બીજા જળચરોથી યુક્ત જોઇને તે સરોવર સમીપ રૂષીયોના આશ્રમ જોયા આગળ જતાં થોડા સમયમાં તેને સારા શુકન થયા કે તેનો જમણો હાથ અને નેત્ર ફરકવા લાગ્યાં. આ શુભ લક્ષણ જાણી રાજાએ સરોવરને કાંઠે વેદ મંત્ર થકી જપ કર્તા રૂષીને જોયા એટલે ઘોડા ઉપરથી ઉતરી વ્રત કરવાવાળા ઋષીઓને પૃથક પૃથક નમસ્કાર કરયા. અને માહા આનંદ પુર્વક હાથ જોડી તેમના સન્મુખ ઉભો રહ્યો. આ પ્રમાણે રાજાને જોઇ બધા રૂષીઓ બોલ્યા કે. હે રાજા, અમે તમને પ્રસન્ન થયા છીએ. તારા મનમાં જે કાંઇ હોય તે અમને કહે આવાં રૂષીનાં વચન શ્રવણ કરી રાજાએ કહ્યું કે, હે મહારાજ ઉગ્ર તપ કરવાવાળા આપ કોણ

છો! અને આ સરોવર ઉપર શા માટે આવ્યા છો! એ સાંભળવાની જીજ્ઞાસા છે મુનીયો કહે છે કે હે રાજા અમને વીશ્વદેવ કહે છે. આજથી પાંચમે દીવસે મહ માસનો આરંભ થવાનો છે, મહા માસ સમીપ આવવાથી અમે સર્વ અહીં સ્નાન કરવા માટે આવેલા છીએ આજે પુત્રદા નામની એકાદશી છે શુકલૈકાદશી પુત્રેચ્છા વાળાને પુત્ર આપે છે. આવાં રુષિનાં વચન શ્રવણ કરી રાજાએ કહ્યું કે હે રૂષી પુત્ર થાઓ વા ન થાઓ એ માટે મહા સંશય છે પણ જો તમે પ્રસન્ન થયા હો તો મને પુત્ર આપો આવાં રાજાનાં વચન શ્રવણ કરી સવ રૂષિયો બોલ્યા કે હે રાજનાં આજે પુત્રદા નામની એકાદશી છે, માટે તું એ વ્રત આજ કરય એ વૃતના પ્રભાવથી તથા અમારા આશિર્વાદથી અને ભગવાનના અનુગ્રહુથી તને અવશ્ય પુત્ર થશે આવા રૂષિના વચનથી રાજાએ તે દીવસે જે ઉત્તમ વ્રત કરયું અને પછી દ્વાદશીને દીવસે ધારણા કરી, ઋષિયોને વારંવાર નમસ્કાર કરી રાજા પોતાને ઘેર આવ્યો, અને પુત્રદા નામની એકાદશીના પ્રભાવથી અને રુષિઓના આશીરવાદથી રાજાની રાણી સગર્ભા થઈ. પ્રસવ સમયે સારો તેજસ્વી પુત્ર થયો, અને આગળ પુણ્ય કર્મ કરવાવાળો તથા રાજાને સંતુષ્ઠ કરવાવાળો અને પ્રજાનો પાળક એવો થયો. ભગવાન્ ધર્મરાજાને કહે છે કે–હે રાજા! એ કારણને લીધે

પુત્રદા નામની એકાદશીનું વ્રત કરવું. આ વ્રત સર્વ લોકોનાં કલ્યાણાર્થ મેં તમને કહ્યું. હે રાજા પુત્રદા નામની એકાદશીનું વ્રત જે કોઈ કરશે તેને અવશ્ય પુત્ર થશે, અને મોક્ષની પ્રાપ્તિ થશે. હે રાજા ! આ કથાનું શ્રવણ યા કથન કરવાળાને અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થશે



## પોષ વદની ષટતિલા નામની એકાદશી.

દાલ્ભ્યરુષિ ગભસ્તી રૂષિને પુછે છે કે–હે બ્રહ્મન ! મૃત્યુ લોકમાં ઘણાં જન બ્રહ્મહત્યા–આદી પાપો કરે છે પારકાનું દ્રવ્ય હરણ, પરસ્રી સંભોગ એવાં ઘણાં પાપો કરે છે. તેઓને કયા સાધનથી નર્કની પ્રાપ્તિ ન થાય ! તે તરત થકી કહો પણ તે એવું હોવું જોઇએ તે જેમાં મહેનત ન હોય, અને દાન થોડું છતાં સર્વ પાપોનો નાશ થાય. એમ થવા આપ સમર્થ છો, આવાં દાલ્ભ્ય રૂષિનાં વચન શ્રવણ કરી ગભસ્તી રુષિ બોલ્યા કે-હે રુષિ ! તમે ઉત્તમ પ્રકારના ગુહ્ય વાર્તા પુછી કે જે આજ પર્યંત બ્રહ્મા, વિષ્ણુ અને ઇન્દ્રાદીક દેવતાઓએ કોઇને કહ્યુંજ નથી; તો પણ તમે પુછયું તેથી હું તમને કહું છું કે માહામાસ પ્રાપ્ત થાય. એટલે નીરંતર શુચીર્ભુત રહેવું નીત્ય યથાવીધી સ્નાન કરવું, ઇંદ્રીઓ જીતવી. કામ ક્રોધ, અભિમાન ઇર્ષ્યા લોભ અને મૈથુન્ય એઓનો ત્યાગ કરવો. પાણીથી

હાથ પગ ધોવા અને ભગવાનનું સ્મરણ કરી, પૃથ્વી ઉપર પુડેલું ગાયનું છાણુ લેવું. અને તેમાં તલ તથા રૂ નાંખી એકસો આઠ ગોળા કરવા. તે વિષે જરા પણ વિચાર કરવો નહી આ વાંધી માઘ માસ આવતા પહેલાં અગર તે આવ્યા પછી કરવો ત્યાર પછી પ્રતિપદા કિંવા કૃષ્ણ એકાદશીને દીવસે નિયમ ધારણ કરવો. તેનું પુત્ર ફળ આપવાવાળું વિધાન કહુંછું તે સાંભળો સ્નાન કરીને શુદ્ધ થઈ સકળ દેવમાં શ્રેષ્ટ એવા જે વિષ્ણુ તેનું પુજન કરવું. અને સર્વ કાળ ભગવાનનું નામ સ્મરણ કરવું. રાત્રે જાગરણ કરવું અને તેજ સમય યજ્ઞ કરી શંખ, ચક્ર અને ગદાને ધારણ કરવાવાળા ભગવાનનું પુજન કરવું. ચંદન અગર અને કપુર, એવા એવા સુગંધીવાળાં પદાર્થો સમર્પણ કરવા અને ખીચડીનું નૈવેદ્ય સમર્પણ કરવું. વારંવાર શ્રીકૃષ્ણનું સ્મરણ કરવું ભુરૂં કહોરૂં, શ્રીફળ, અને માલુંગ એ ફળ લેવાં અને જો તે કાંઈજ ન હોય તો સોપારી લેવી; અને ભગવાનનું પુજન કરી અર્ઘ્ય સમર્પણ કરવો. તે સમય ભગવાનની પ્રાર્થના કરવી. હે કૃષ્ણ હે કૃષ્ણ! તમે દયાળશીલ થઈ જે નરક પામેલાછે, તેમને ગતી આપવાવાળા છો. હું સંસાર સમુદ્રમાં મગ્ન થનારો છું આપ મારા ઉપર પ્રસન્ન થાઓ અને મારો ઉદ્ધાર કરો કે હે કમળપત્રાક્ષ! હે વિશ્વ ભગવાન ! હું આ-

યને નમસ્કાર કરૂં છું હે સુબ્રહ્મણ્ય! હે મહાપુરૂષ! હે સકળપુર્વજ!! હે જગત્પતે!!! હું અર્ધ સમર્પણ કરૂં છું તે લક્ષ્મીસહ આપ ગ્રહણ કરો. પછી બ્રાહ્મણનું પુજન કરી, છત્ર જોડા અને વસ્ત્રનું દાન કરવું અને ભગવાનની પ્રાર્થના કરવી કે–હે ભગવાન! આપ મારા ઉપર પ્રસન્ન થાઓ. ગભસ્તિ રૂષિ દાલ્ભ્ય રૂષિને કહે છે કે હે બ્રહ્મન! આ પછી યથાશક્તિ કપિલા ગાય અને તિલ પાત્રાનું દાન આપવું સ્નાન અને ભક્ષણ એ માટે કાળા તલ શાસ્ત્રમાં કહ્યા છે, માટે શક્તિ પ્રમાણે કાળા તલ બ્રાહ્મણને આપવા. જેટલા તલ આપવામાં આવે તેટલા હજાર વર્ષ સુધી સ્વર્ગવાસ પ્રાપ્ત થઈ ત્યાં પુજ્ય થાય છે, તિલોદકથી સ્નાન કરવું. તેલ શરીરે ચોળવું. તલનો હોમ કરવો, તલ નાંખેલું ઉદક ગ્રહણ કરવું તલ ખાવા, અને તલનું દાન કરવું. આવા છ પ્રકારથી તલ પાપનો નાશ કરનાર તે એક સમય નારદ રૂષિએ ભગવાનને પુછયું હતું કે હે ભગવાન! માહાબાહો! હે ભક્તભવન!!! આપ જો મને પ્રસન્ન થયા છો, તો ષટતિલા એકાદશીનું વ્રત કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે તે મને કહો. આવા નારદજીનાં વચન સાંભળી ભગવાન કહે છે હે નારદ! મેં જે વૃત્તાંત જોએલો છે તેજ તને કહું છું તે શ્રવણ કર પુર્વે મૃત્યુ લોકમાં કોઈ એક બ્રાહ્મણની સ્ત્રી

હતી જે વ્રતાચારણ કરવાવાળી અને નિરંતર દેવ પુજા વિષે તત્પર છતાં મારાં ભક્તિ તથા માસોપવાસ વ્રત પણ કરતી હતી. આ પ્રમાણે મારૂં પુજન તથા ઉપવાસ પણ કરી પોતાના શરીરને કષ્ટ આપતી હતી. દીન બ્રાહ્મણ તથા કુમારીકાઓના ઉપર પ્રીતિ કરી તેમને ઘર વિગેરેનાં દાનો આપતી હતી. આ પ્રમાણે અતિ સંકટથી વ્રતો કરે, એવા વ્રતોથી તેનું શરીર અતિ પવિત્ર થયું પણ તે સ્ત્રીએ કોઇ વિષ્ણુભક્તને અન્નદાન આપ્યું નહિ કે જે વગર તૃપ્તિ થતી નથી. આવું તે સ્ત્રીનું કર્મ જાણી હું પૃથ્વી ઉપર આવ્યો અને કપિલરૂપ ધારણ કરી હાથમાં પાત્ર લઇ તે સ્ત્રી પાસે ભિક્ષા માગવા ગયો મને જોઇ તે સ્ત્રીએ પુછયું કે હે બ્રાહ્મણ ? તું અહિં શા માટે આવ્યો તે સાંભળી મેં કહ્યું કે હે સુંદરી ! મને ભિક્ષા આપ, હું ભિક્ષા માગવા આવ્યો છું, આવાં મારાં વચન શ્રવણ કરી તે બ્રાહ્મણીએ મહા ક્રોધથી માટીનો ગોળો ત્રાંબાના વાસણમાં નાંખ્યો એમ કર્યું એટલે હું તો પાછો સ્વર્ગમાં ગયો પછી કેટલેક સમયે કાળથી તે વ્રત કરવાવાળી તપસ્વી તે વ્રતના પ્રભાવથી સ્વર્ગમાં આવી તે સ્ત્રીએ માટીનો ગોળો મને આપ્યાથી તે બ્રાહ્મણીને ઉત્તમ ગૃહની પ્રાપ્તિ થઇ. પણ તેમાં અનાજ વિગેરે કાંઇ પણ નહોતું, પછી તે સ્ત્રીએ ઘરમાં જઇને જોયું તો તેમાં અનાજ વિગેરે કાંઇ પણ

ન હોવાથી મારી પાસે આવી અને ક્રોધથી બોલી કે—મેં ઘણું પ્રાયશ્ચિતો તથા વૃતો કર્યાં અને ભગવાનનું આરાધન કર્યું છતાં મારા ઘરમાં કાંઇ દ્રવ્ય જોવામાં આવતું નથી તેનું કારણ શું ? આવાં તે સ્ત્રીનાં વચન શ્રવણ કરી મેં કહ્યું કે—હે સ્ત્રી! તું જેમ અહિં આવી, તેમ તારે ઘેર પાછી જા અને દ્વાર બંધ કરીને બેસ, પછી તને જોવા આનંદપુર્વક દેવ સ્ત્રીઓ આવશે. ત્યારે તે દેવાંગનાઓ તને ષટતીલા એકાદશીનું પુણ્ય જ્યાં સુધી ન કહે ત્યાં સુધી બારણું ઉઘાડીશ નહિ. આવાં ભગવાનનાં વચન શ્રવણ કરી તે બ્રાહ્મણી પોતાને ઘેર ગઈ અને બારણું વાસી બેઠી. ભગવાન્ કહે છે કે—હે નારદ ! થોડા સમયમાં દેવાંગનાઓ ત્યાં આવી. અને કહેવા લાગી કે—બાઈ બારણું ઉઘાડ, અમે તને જોવા આવેલ છીએ. આવાં વચન શ્રવણ કરી તે બ્રાહ્મણી બોલી કે—જો તમે મને જોવા આવેલ છો તો ષટતિલા એકાદશીનું શું પુણ્ય છે ! તે કહો તે પછી બારણું ઉઘાડીશ. આવું વચન શ્રવણ કરી. તેઓ પૈકી એક પણ કહે નહિં કારણ કે સ્વમુખથી પુણ્યનો ઉચ્ચાર કરીએ તો પોતાના સંપાદિત પુણ્યનો ક્ષય થાય છે પછી એક દેવાંગના બોલી કે—મારે તને જોવાની ઘણી ઇચ્છા છે. માટે હું કહું છું એમ કહી ષટતિલા એકાદશીનું પુણ્ય કહ્યું. તે સાંભળી બ્રાહ્મણીએ બારણું ઉઘાડયું પછી તે દેવાં-

નાઓએ બ્રાહ્મણીને જોઈ. ભગવાન કહે છે કે-હે નારદ! દેવી, ગંધર્વિ, આસુર અને પન્નગી, ઇત્યાદી સ્ત્રીઓ કરતાં એ બ્રાહ્મણીનું રૂપ વખાણવા યોગ્ય હતું. બ્રાહ્મણની સ્ત્રીને પણ ષટતિલા એકાદશીના પુણ્ય પ્રભાવથી એક ક્ષણમાં સ્વરૂપ ધન, ધાન્ય, વસ્ત્રો, સોનું, રૂપુ વિગેરે સર્વ પ્રાપ્ત થયું માટે વિશેષ આશા કરવી નહિ અને કૃપણતાનો ત્યાગ કરવો. પોતાના દ્રવ્યમાંથી શક્યાનુસાર બ્રાહ્મણને તલ તથા વસ્ત્રાદિ દાનો આપવા એટલે તેથી જન્મો જન્મ આરોગ્ય પ્રાપ્ત થાય છે ષટતિલા એકાદશીને દિવસે ઉપોષણ કરવાથી દારિદ્ર, કષ્ટ અને દૌર્ભાગ્ય આવતું નથી. આ પ્રમાણે તલનું દાન કરવાથી સર્વ પાપથી મુક્ત થવાય છે એમાં સંદેહ નથી આ એકાદશીએ યથાવિધિ દાન કરવું તેથી સર્વ પાપોનો ક્ષય થાય છે. એમાં શરીરને દુઃખકારક કાંઈ પણ કષ્ટ નથી.



## મહા સુદની જયા નામની એકાદશી.

ધર્મરાજા, શ્રીકૃષ્ણને પુછે છે કે-હે કૃષ્ણ! હે આદિદેવ!! હે જગત્પતે!!! તમે મને ધર્મ થકી અને ઇંડા થકી ઉત્પન્ન થનારાં તથા પૃથ્વિનો ભેદ કરીને નિકળનારાં અને જરાયુ થકી ઉત્પન્ન થનારાં પ્રાણી કહ્યાં એના ઉત્પાદક, અને ક્ષયકારક ગણુ તમોએ કહ્યા તેવુંજ

આત્ર કૃષ્ણ એકાદશીનું વ્રત પણ કહ્યું હવે માંઘ શુક્લ એકાદસીનું વ્રત સાંભળવાની ઇચ્છા છે તે કૃપા કરી કહો. એ એકાદશીનુ નામ શું ? એ એકાદશીએ કયા દેવનું પૂજન કરવું ! આવાં ધર્મરાજાનાં વચન શ્રવણ કરી, ભગવાન્ કહે છે કે હે ધર્મરાજા, હવે તમને માઘશુકલ પક્ષમાં જયા નામની સર્વ પાપહરણ કરવાવાળી જે એકાદશી છે, તે કહીશ. જે પવિત્ર તથા પાપનું હરણ કરનારી અને પિશાચ યોનિમાંથી મુક્ત કરવાળી છે. જેના વ્રત થકી મનુષ્યને પિશાચત્વ પ્રાપ્ત થતું નથી. આ એકાદશી વગર પાપને હરનાર તથા મોક્ષ આપનાર બીજી નથી માટે હે રાજા ! યત્નપુર્વક આ એકાદસીનું વ્રત અવશ્ય કરવું. હે રાજા પદ્મપુરાણમાં આ એકાદશીની કથા મેં કહેલી છે. તે પુરાણમાંની કથા હું કહુંછું. એક સમય નાગ લોકમાં ઇન્દ્ર રાજ કરતો હતો. અને દેવ તે મનોરથ સ્થાનમાં રહેતા હતા, જે નિત્ય અમૃત પાન કરનારા અને અપ્સરાઓ જેની સેવા કરે, ત્યાં પારિજાતક વૃક્ષથી શુશોભિત એવું નંદનવન હતું તેમાં અપ્સરાસહ દેવ ક્રીડા કરતા હતા, એક સમય તે વનમાં સ્વેચ્છાથી દેવેન્દ્ર રમવા આવ્યો તેના સામે પાંચસો કરોડ અપ્સરા નાચ કરવા લાગી. અને ગંધર્વ ગાવા લાગ્યા, પુષ્પદંતક, ચિત્રસેન. તેની કન્યા અને મલિની નામની તેની સ્રી. માલિનીનો

પુત્ર પુષ્પવાન્ અને પુષ્પદંતનો પુત્ર માંલ્યવાન એ વિગેરે ગંધર્વો અને અપ્સરાઓ ત્યાં વિરાજતી હતી. તે સમય પુષ્પવતી નામની અપ્સરા માલ્યવાન ગંધર્વને જોઇને ઘણીજ મોહ પામી તથા મદન-કામદેવનાં તીક્ષ્ણ બાણુથી વિંધાવા લાગી. અને પોતાના હાવભાવથી તેને વશ કરયા. ભગવાન કહે છે કે-હે ધર્મરાજા ? તે પુષ્પાવતીનું સ્વરૂપ કહું છું તે શ્રવણ કરો. હાથ તો પુરૂષને આકર્ષણ કરવાના કંડપાશ, ચંદ્ર જેવું મુખ, અણીઆળી લાંબી આંખ્યો, કર્ણ કુંડળથી શોભાયમાન્ શંખ કંટ, અને અલંકારથી ભુષિત હતો. ઉંચા અને પુષ્ટ સ્તન, કેડ મુઠીમાં સમાઇ જાય એવી નાની હતી. કેડના પુર્વ અને પશ્ચિમ ભાગ વિશાળ હતા, રાતા કમળ સદૃશ શોભાયમાન પગ, આવું મનોવેધક પુષ્પવતીનું સ્વરૂપ જોઇ માલ્યવાન બહુ મોહ પામ્યો. ઇન્દ્ર સામે બધા ગંધર્વો ગાતા હતા ત્યાં તે બે ત્રણ ગાવા લાગ્યાં પણ એમના ગાયનથી ઇન્દ્રનું અંતઃકરણ પ્રસન્ન થયું નહિ; કેમકે એમનું મન પરસ્પર કામ મોહિત થયેલું તેથી શુદ્ધ ગાયન થયું નહતું તેથી તાલ ક્રિયાઓના પરિણામ અને અસંગિત ગાયનથી એનું ચિત્ત અપ્સરાથી મોહ પામ્યું એ વાર્તા ઇન્દ્રના જાણવામાં આવી અને પોતાનું અપમાન થયેલું જાણી બન્નેને શ્રાપ આપતાં ઇન્દ્રે કહ્યુ કે-હે માલ્યવાન ! હે પુષ્પવતી ! તમે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તમને ધિક્કાર છે. તમે પાપકર્મમાં

રત થયાં તેથી તમને પિશાચત્વની પ્રાપ્તિ થશે, અને બંને દંપતીરૂપથી રહેશો, આ પ્રમાણે દેવેન્દ્રનો શાપ થતાં તે બંને દુઃખિત અંતઃકરણથી પોતાનું પાપજનિત ફળ ભોગવવા માટે મૃત્યુલોકમાં આવ્યાં. અને તે હિમાલય ઉપર પિસાચ થયાં આ યોનીમાં મહાકષ્ટ પામ્યાં. પરિતાપ પામેલા અંતઃકરણ વડે મહાદુઃખ ભોગવવાં પડયાં. ગંધ, રસ, સ્પર્શ એને ન જાણવા લાગ્યાં, દેહનો નાશ કરાવાવાળા તાપથી પીડિત થયાં અને પોતાના પાપકર્મના દુઃખથી તેમને નિદ્રા સુખ મળતું ન હતું. બંને લડે અને પર્વતની ગુફામાં જઈ બેસે તે પર્વત ઉપર બરફની થતી પીડા પણ ઘણી ભોગવવી પડે દાંત ટાઢથી કઠકડે, અને આખે શરીરે રોમાંચ થાય તે સમય માલ્યવાન પિશાચ પુષ્પવતી પિશાચીને ! કહે છે-હે સ્ત્રી ! પોતાના દુષ્કર્મ થકી અત્યંત દુઃખ આપવાવાળું પિશાચત્વ આપણને પ્રાપ્ત થયું છે આપણે એવું શું દુષ્કૃત્ય કર્યું, નરક અને પિશાચત્વ એ બન્ને અત્યંત નિચ છે માટે પાપાચરણ કરવું નહિ. આ પ્રમાણે બન્છે ચિંતાગ્રસ્ત થઈ દુઃખ વડે ક્ષીણ થયા છતાં તેમના શુભદૈવથી માઘ શુકલ એકાદશી પ્રાપ્ત થઈ જે તીથીમાં ઉતમ તીથી અને જેનું જયા એવું નામ પ્રસિદ્ધ છે એ એકાદશીને દીવસે તે બંને પીશાચોએ કાંઈ ખાધું નહિ, જીવની હત્યા કરી નહિ, પત્ર કે ફૂળ કાંઈ ખાધું નહિ, પાણી પણ પીધું નહિ

દુ:ખથી પીંપળાના ઝાડ તળે પડી રહ્યાં રાતે પણ ત્યાંને ત્યાંજ હતાં પછી જ્યારે અર્ધરાત્રી થઈ અને ટાઢ ઘણી વાવા લાગી ત્યારે બંનેનાં શરીર ધ્રુજવા માંડતાં ઠરી ગયાં પછી બંનેએ પરસ્પરના શરીર ઉપર હાથ પગ નાંખ્યા પણ તેઓને નિંદ્રા કે રતિસુખ મળ્યું નહી, ભગવાન કહે છે કે—હે ધર્મરાજા! એવાં તે બંને ઇન્દ્રના શાપથી દુખી થતાં તેઓએ તે રાત્રી મહાકષ્ટે કાઢી. તે રાત્રે જાગરણ થયું અને જયા નામની એકાદશીનું વ્રત થયું. હે રાજા! તે તેના પ્રભાવથી શું થયુ તે કહું છું તે સાંભળ. બારસનો દીવસ પ્રાપ્ત થતાં તે બંને પિચાત્વથી મુક્ત થઈ અસલ સ્વરુપ પુષ્પવતી અને માલ્યવાન થયાં અને પ્રેમ ભાવથી વીમાનમાં બેસી અપસરાઓ જેની સેવા કરે છે પ્રમુખ તુંબરુ ગંધર્વ ગાયન કરે છે, આ પ્રમાણે તે બંને હાસ્યવીનોદથી વીલાસ કરતાં મનોરમ એવા સ્વર્ગમાં પ્રાપ્ત થયાં અને ઈંદ્ર પાસે જઈને મહા આનંદપુર્વક નમસ્કાર કર્યા પછી દેવેન્દ્ર તેમને જોઈ વીસ્મય પામ્યો અને બોલ્યો કે મારા શાપથી તમને પીશાચત્વ પ્રાપ્ત થયું તે શા પાપથી થયું તમને કયા દેવે મુક્ત કર્યા તે કહો ભગવાન કહે છે કે મહારાજ જયા નામની એકાદશીના પુન્યથી ભગવાન વાસુદેવે અમોને પિશાચ યોનીમાંથી મુક્ત કર્યાં આવાં માલ્યવાનનાં વચન શ્રવણ કરી ઈંદ્ર બોલ્યો કે-તમે એવાં પવીત્ર થયાં છો કે હુ પણ

તમને વંદન કરૂં કારણ કે તમે ભગવાનનું વૃત કરવાવાળા અને તેની ભક્તિ વીષે આશકત છો. જે વિષ્ણુ અને શીવની ભક્તિ વિશે તત્પર હોય તે મનુષ્ય પણ વંદ્ય અને પુજ્ય છે હુવે તું આ સ્વર્ગમાં પુષ્પવતી સાથે મનમાનતી ક્રીડા કર. કૃષ્ણ કહે છે કે હે ધર્મરાજા! એ માટે એકાદશીનું વ્રત કરવું, જયા નામની એકાદશીનું વ્રત બ્રહ્મહત્યાદી પાપ નો નાશ કરનારછે એમ જાણવું, જેણે જયા નામની એકાદશીનું વ્રત કર્યું તેણે સકળ દાનો યજ્ઞ અને બધાં તીર્થોમાં સ્નાન કર્યાં એમ જાણવું જે ભક્તિ પુર્વક શ્રદ્ધાવડે જયા નામની એકાદશીનું વ્રત કરે છે તે કરોડ કલ્પપર્યંત વૈકુંઠમાં રહેછે, હે રાજા! જે કોઈ આ એકાદશીનું મહાત્મ્ય પઠન અથવા શ્રવણ કરશે તેને અગ્નિષ્ટોમ યજ્ઞના ફળથી પ્રાપ્તિ થશે.



## મહા વદની વિજયા નામની એકાશી.

યુધીષ્ઠીર રાજા ભગવાન્ શ્રીકૃષ્ણને પુછે છે કે હે ભગવાન્! માઘ કૃષ્ણ એકાદશીનું નામ શું ? તે મને કહો. આવું ધર્મરાજાનું વચન શ્રવણ કરી ભગવાન બોલ્યા કે હે ધર્મરાજા ! તને ફાલ્ગુન કૃષ્ણ એકાદશી કહું છું જેનું વિજયા નામ છે અને તે વ્રત કરનારને જય આપનારછે તેના વ્રતનું માહાત્મ્ય સર્વે પાપને હરનાર છે એ માટે

નારદજીએ પોતાના પીતા બ્રહ્માજીને પુછયું હતું કે હે વીધાતા ! માઘ કૃષ્ણપક્ષમાં વિજયા નામની જે એકાદશી છે. તેનું વ્રત કૃપા કરીને કહો. નારદનું આવું બોલવું શ્રવણ કરી બ્રહ્માએ કહ્યું કે હે નારદ ! પાપ હરણ કરવામાં સમર્થ એવી તે એકાદશીની કથા હું તને કહું છું તે શ્રવણકર. એ એકાદશીનું વ્રત પુરાતન પાપનાશક અને પવિત્ર છે. આજસુધી આ વિજયા એકાદશીનું વ્રત મેં કોઈને પણ કહ્યું નથી. આ વિજયા માનવને જય આપેછે. એ નિઃસંદેહ છે પુર્વે ચઉદ વર્ષ સુધી શ્રીરામચંદ્રજી વ યોવનમાં ગયા અને સીતાજી તથા લક્ષમણજી સહ પંચવટીમાં રહ્યાં. ત્યાંથી મહા તપસ્વી અને પતીવ્રતા સીતાજીનું રાવણે હરણ કરયું. તેના વિયોગથી શ્રી રામચંદ્રજી મોહ પામ્યા અને સીતાજીના વિરહદુખછી અરણ્યમાં ફરતાં કબંધનો વધ કરયો તથા આગળ જતાં જટાયુએ સીતાજીની વાર્તા શ્રીરામચંદ્રજીને કહી અને પછી પોતે મરણ પાંમ્યો. પછી સુગ્રીવ સાથે મિત્રતા થઇ, અને તેથી શ્રી રામ કાર્યમાં વાનર સેનાની પ્રાપ્તિ થઇ. પછી લંકાના અશોક વનમાં હનુમાનજીએ સીતાંજીને જોયાં અને શ્રી રામચંદ્રજીની મુદ્રિકા સીતાજીને આપી ત્યાં મહા પરાક્રમ કરયું. અને પછી પાછા આવી શ્રી રામચંદ્રજીને સર્વ સમાચાર કહ્યા શ્રીરામચંદ્રજીએ હનુમાનનાં વચન સાંભળી સુગ્રીવના અનુમોદનથી લંકામાં જવા માટે પ્રસ્થાન

કર્યું. પછી સર્વ વાનરસહ શ્રીરામચંદ્રજી સમુદ્રકાંઠે આવી તે દુષ્કર સમુદ્રને જોઈ વિસ્મય પામ્યા, અને લક્ષ્મણને પુછયું કે હે સૌમિત્ર! કયા પુણ્ય વડે આપણે સમુદ્ર પાર જઈશું મને તો કાંઈ વિચાર સુજતો નથી. કે જેથી આપણે પાર જઈએ; કેમ આમાં પાણી ઘણુંજ ઉંડુ અને વળી મોટા મગરથી યુકત છે. આવાં શ્રી રામચંદ્રજીનાં વચન શ્રવણ કરી લક્ષ્મણજીએ કહ્યું કે હે મહારાજ! આપ પુરણ પુરૂષોત્તમ અને આદિદેવ છો. આ દ્વીપના મધ્યભાગમાં બકદાલ્ભ્ય મુનિનો આશ્રમ છે. તે અહિથી બે ગાઉ છે અને તેણે ઘણા બ્રહ્મદેવ જોયા છે. માટે એવા અતિ વૃદ્ધ અને સર્વ ઋષિમાં શ્રેષ્ઠ બકદાલ્ભ્ય ઋષિને જઈ તમે પુછો. એટલે તે ઉપાય કરશે. આવાં લક્ષ્મણજીનાં ઉત્તમ વચન શ્રવણ કરી, શ્રીરામચંદ્રજી, બકદાલ્ભ્યના આશ્રમમાં જઈ સંકટ સમય સર્વ દેવ વિષ્ણુને શરણ જાય છે, તેમ સાષ્ટાંગ નમસ્કાર કર્યો તે જોઇ મુનીએ મનમાં વિચાર કર્યો કે શ્રીરામ તો પુરણ પુરૂષ પરમાત્મા છે. પણ કાંઇ કારણથી મનુષ્યદેહમાં પ્રવિષ્ટ થયેલ છે. એવું જાણી તેમને પુછયું કે હે શ્રીરામ! આપનું અહિ આગમન કયાંથી થયું ? આવાં ઋષિનાં વચન સાંભળી શ્રીરામજીએ કહ્યું કે ઋષિમાહારાજ! આપની કૃપાથકી હું સમુદ્રપાસે સૈન્ય લઈ રાક્ષસથી ભરેલી લંકાનગરીને જીતવા આવ્યો છું તે આપના અનુગ્રહવડે અમે સમુદ્રપાર જઈશું માટે સમુ-

પાર થવાનો ઉપાય કહો, એ માટે હું આપ પાસે આવ્યોછું આવું શ્રીરામચંદ્રજીનું બોલવું શ્રવણ કરી ઋષિએ કહ્યું કે હે રામચંદ્રજી! જે વ્રતકરવાથી અવશ્ય તમારો વિજય થશે. એવું સર્વ વ્રતોમાં ઉત્તમ વ્રત હું કહું છું તે એકાગ્ર અંતઃકરણ વડે કરો, તેથી લંકાસહ રાક્ષસને જીતશો અને તમારી મહાકીર્તિ થશે તે માહામહીનાની કૃષ્ણૈકાદશીનું વ્રત છે તે કરવું જે કરવાથી જયની પ્રાપ્તિ થાયછે. તે કરવાથી તમે અવશ્ય વાનરસહ સમુદ્રને તરશો આ વ્રતનાં ફળ આપનારો વિધી કહું છું તે શ્રવણ કરો. દશમને દીવસે સુવર્ણનો, રૂપાનો. ત્રાંબાનો વા માટીનો એક ઘડો લેવો અને તેને જળથી ભરી તેમાં પાનડાં નાંખી તેની સ્થાપના કરવી, અને તે ઉપર ભગવાન નારાયણની સોનાની મૂર્તિ સ્થાપના કરવી એકાદશીને દિવસે પ્રાતઃસ્નાન કરી નિશ્ચલ ગટની સ્થાપના કરવી. અને ગંધ, પુષ્પ, દાડમ અને શ્રીફળ વિગેરે સામાનથી પૂજા કરવી એ ઘડા નીચે શાત ધાન્ય ઘઉં અને ડાંગર, વિગેરે નાંખવાં અને તેના ઉપર જવ નાંખવા, ગંધ, ધુપ દીપ અને નાના પ્રકારનાં નૈવેદ્ય સમર્પણ કરવાં અને તે પાસે રાત્રે જાગરણ કરવું બારને દીવસે સૂર્યોદય સમય નદી, વહેળો, તળાવ, યા કોઈપણ ઉદકમાં મૂર્તીસહ, તે કુંભને વિસર્જન કરવું અથવા યથાવિધી પૂજન કરી વેદભણનારા બ્રાહ્મણને મૂર્તીસહ તે ઘડો આપવો અને તે સાથે મોટાં દાનો આપવાં, હે

રામચંદ્રજી ! આ વિધિ પ્રમાણે તમારા મોટા મોટા સેનાધીપતીઓસહ એ વ્રત તમે કરો તેથી તમારો વિજય થશે. આવું બદાલ્ભ્ય ઋષિનું વચન શ્રવણ કરી શ્રીરામચંદ્રજીએ વિધીપુર્વક વ્રત કરયું તેથી તેમનો વિજય થયો. શ્રી ભગવાન કહે છે કે હે ધર્મરાજ ! યથાવિધી જે કોઈ આ વિજયા એકાદશીના વૃત કરે તેનો આ લોકમાં જય થાય છે અને અંતે પરલોકની પ્રાપ્તિ થાય છે. બ્રહ્માજી કહેછે કે હે નારદ ! એ માટે વિજયાનું વૃત કરવું એ એકાદશીનું માહાત્મ્ય સર્વ પાપોનો નાશ કરવાવાળુ છે. જે કોઈ આને વાંચશે અથવા સાંભળશે તેને વાજેપેય યજ્ઞના ફળની પ્રાપ્તિ થશે



## ફાગણ સુદની આમલકી નામની એકાદશી.

માંધાતા રાજા વશિષ્ઠ ઋષિને પુછેછે કે—હે બ્રહ્મન ! હે મહા ભાગ્યવાન ! ! મારાં કલ્યાણ થાય એવું કાંઈક મને કહો. અને તે વૃતમાં ઉત્તમ, તથા ઇતિહાસ અને મંત્ર સહ હોવું જોઈએ. આવું રાજાનું ભાષણ શ્રવણ કરી વસિષ્ઠ બોલ્યા કે—હે રાજા ! તતકાળ વૃતોનું ફળ આપવાવાળું વૃત કહુ છું હે રાજા ! મોટા પાપનો નાશ કરનાર, હજાર ગોદાનના ફળને આપનાર, અને મોક્ષને આપનાર એવું આમલકી નામનું વૃત છે. એ વિશે હું તમને પુરા

આ કથા કહું છું, કે જે થકી હિંસા કરવાવાળા પારધીનો મોક્ષ થયો હતો. હે રાજન ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવા ચારે વર્ણથી શોભતું અને જેમાં આનંદથી પુષ્ટ થયેલી સકળ પ્રજા રહે એવું વૈદિશ નામનું નગર હતું એ નગરીમાં વેદ ભણનાર વિદ્વાન બ્રાહ્મણો હતા, પાપ કરનાર કોઈજ નહતું. એવી નગરીમાં ચંદ્રવંશમાં જન્મ પામેલો ધર્મ કરવાવાળો અને ધર્માત્મા એવો શશિબિંદુ રાજાનો પુત્ર ચૈતરથ નામનો હતો જેમાં દશહજાર હાથનું બળ હતું જે રાજા ધનુરવેદ તથા શાસ્ત્ર વિદ્યા સારી જાણતો હતો, અને તે ધર્મપુર્વક પૃથ્વીનું પાલન કરતો હતો. તેથી તેની નગરીમાં કોઇપણ કુપણ કે ભિખારી નહતો એ રાજાથી સર્વ પ્રજાને સુખ તથા આરોગ્ય હતું એવો ઉત્તમ રાજા હતો, તે રાજા તથા પ્રજા વિષ્ણુની ભક્તિમાં અને શ્રીહરીનું પુજન કરવામાં તત્પર હતાં શુકલ વા કૃષ્ણેકાદશીને દીવસે કોઈ પણ ભોજન કરતાં ન હતાં ત્યાંની પ્રજા સર્વ પાપનો પરિત્યાગ કરી હરિભક્તિ વિશે રત હતી આ પ્રકારે હરિભક્તિ અને સુખથી આનંદ પામેલી પ્રજા સાથે ઘણાં વર્ષ ગયાં એક સમય ફાગણ માસની શુકલ એકાદશી કે જેનું આમલકી નામ છે તે આવતાં નાનાથી તે વૃદ્ધ સુધી બધાએ તે દિવસે નિયમથી ઉપવાસ કર્યો, અને મહાફળને આપનાર પુજા કરવા માટે બધા લોકો નદીએ આવી સ્નાન કરી;

રાજા સહ દેવાલયમાં, દિવ્યસુગંધથી સુવાસિત અને પંચ-રત્નથી યુક્ત તથા છત્રી ઉપાનહ સહપુર્ણ કુંભની સ્થાપના કરી. તેની પાસે ઘણા દીવા કરી તેનું પુજન કર્યું. અને આમલના ઝાડનું તથા સર્વ ઋષિઓનું પુજન કર્યું. અને હાથ જોડી પ્રાર્થના કરી કે—હે જમદગ્ન્ય! હે રેણુ-કાનંદવર્ધન!! આપ આમળાના ઝાડ તળે બેસી બધાને ભુક્તિ મુક્તિ આપોછો તમને નમસ્કાર કરીએ છીએ પછી પાણીથી ખોબો ભરી આમળાના ઝાડ તરફ જોઈ કહેવું કે—હે ધાત્રી! તું બ્રહ્મદેવ પાસેથી ઉત્પન્ન થઇ અમારા સર્વ પાપનો ક્ષય કરનાર છો અમો આ અર્ઘ્ય આપી નમસ્કાર કરીએ છીએ હે ધાત્રી! તમે બ્રહ્મસ્વરૂપ છો. પરશુરામે તારૂં પુજન કરેલું છે. અમે તારી પ્રદક્ષિણા કરીએ છીએ માટે તું અમારાં પાપનો નાશ કરજે આ પ્રમાણે કહી તે ચૈતરથ રાજાએ પોતાની પ્રજા સહ પ્રદક્ષિણા કરી રાતે ભક્તિ યુક્ત અંતઃકરણ વડે જાગરણ કર્યું એટલામાં ત્યાં એક પારધી આવ્યો. જે ધર્મભ્રષ્ટ, કુટુંબ પોષણાર્થ જીવની હત્યા કરી ક્ષુધાથી, શ્રમથી અને ભારથી પીડા પામતો હતો તેણે ત્યાં ઘણા દીવા જોઇ ત્યાં બેસી જાગરણ કર્યું. અને આ શું હશે એવું મનમાં લાવી આશ્ચર્ય પામ્યો. તથા તેણે ઘડા ઉપર સ્થાપન કરેલી વિષ્ણુ ભગવાનની મુર્તી જોઇ. પછી તે આમલાના ઝાડ ઉપર કરેલા દીવા જોયા ત્યાં બેઠેલા વિષ્ણુ ભક્તો

ભગવાન કથાનું ગાયન કરતા હતા તે પણ સાંભળ્યું ને પારધી ક્ષુધાથી અત્યંત વ્યાપ્ત છતાં પણ તેણે એકાદશીનું મહાત્મ્ય સાંભળ્યું અને એ શું હશે એવા વિચારથી તે જાગતો હતો અને તે રાત ગઈ પછી પ્રભાતે સર્વ લોકો પોતાને ઘેર ગયાં અને તે પારધી પણ પોતાને ઘેર જઈ પ્રીતિ યુક્ત અંતઃકરણ વડે જમ્યો પછી કેટલેક દિવસે પારધી મરણ પામ્યો એકાદશીના પ્રભાવથી અને રાત્રી જાગરણ કર્યું તેથી ચતુરંગ સેના સહ તેને રાજ્ય મળ્યું તે એવું કે જયંતી નગરીના વિદુરથ રાજાને ત્યાં વસુરથ નામે પુત્ર થઈ જન્મ લીધો જે મહા બળવાન્ તથા ચતુરંગીણી સેના તથા ધન ધાન્યથી યુક્ત થયો. જેણે દશ હજાર ગામનું રાજ્ય કર્યું જે તેજ થકી સુર્ય જેવો અને કાંતિમાં ચંદ્ર સદશ હતો સત્યવાદી ધર્મ કરવાવાળો, ક્ષમાંમાં પૃથ્વી જેવો અને પરાક્રમમાં વિષ્ણુ સમાન હતો બ્રહ્મ જાણવાવાળો, ધર્મસીળ, પ્રજા પાલનમાં તત્પર, શુરાના ગર્વને પરીહાર કરનારો નાના પ્રકારના યજ્ઞો કરવાવાળો હતો સર્વ પ્રકારે નાના પ્રકારનાં દાન કરતો હતો તે રાજા એક સમય મૃગયા કરવા ગયો તે નસીબના યોગે માર્ગમાં ભુલો પડયો તે દિશા કે ઉપદિશાનું ભાન રહ્યું નહિ તેથી પોતાને હાથ ઓશીકે મુકી, ભુખ્યો અને થાકયો તે જરાવાર સુતો એટલામાં ડુંગર ઉપરનો યવન સમુદાય તે રાજા જ્યાં હતો ત્યાં આવ્યો તે બધા યવનો એ રાજાથી

ત્રાસ પામેલા તેથી તે એની સાથે વેર કરવાવાળા હતા, પછી તે સુતેલા એવા દાનશુર રાજાની ફરતાં ઉભા રહીને બોલ્યા કે–આ આપનો શત્રુ છે એને મારો મારો. પ્રથમ આપણા બાપ, ભાઇ, છોકરાનાં છોકરાં, બેનનાં છોકરાં અને મામા વિગેરેને આણે માર્યા છે માટે એને મારો. આ પ્રમાણે બોલીને યવનો રાજાને મારવા તત્પર થયા તેમાંથી કેટલાકે હાથમાં પાશ, કોઈએ તરવાર કોઈએ ધનુષ બાણ લીધેલ છે એમ સજ થયા. અને તે સુતેલા રાજાને બધા શસ્ત્ર મારે પણ રાજાને વાગે નહિ. બાણ આડા અવળી જવા લાગ્યાં પણ અંગ ઉપર પડે નહિ શસ્ત્રનો પ્રહાર કરતાં તેને ન વાગે તેથી બધા મરણોન્મુખ થયા તેથી તેઓ એક પગલું પણ ચાલી શકયા નહિ અને શસ્ત્ર તથા અસ્ત્ર વાગવાથી તેઓનું અંતઃકરણ નષ્ટ થયું. કેટલાક સ્થાન ભ્રષ્ટ થઇ દસે દીશાએ નાથી ગયા, તે બધા યવન દીન થઈ ગયા તેટલામાં રાજાના શરીરમાંથી સર્વ અવયવોથી સુંદર અને દિવ્યઅંલકાર તથા સુગંધીથી યુક્ત એવી એક સ્ત્રી નીકળી જેના શરીરે ઉત્તમ પુષ્પના હાર અને ભ્રકુટિ વાંકી તથા જેની આંખ્યો દેવતા જેવી અને તેમાંથી બહાર આગ પડે એવી હતી તે સ્ત્રીએ હાથમાં ચક્ર ધારણ કરેલું હતું અને બીજી કાળરાત્રિ હોય તેમ ક્રોધથી અત્યંત દુઃખી અને ક્રોધી યવનનોના સામે દોડી અને ભગવત ભક્તને ત્રાસ આપનારા બધા યવનોને મારી

નાખ્યા થોડા સમય પછી રાજા જાગૃત થઈ જુએછે તો આહી મહા અદ્ભુત કાર્ય એની નજરે આવ્યું. તે મારેલા મ્લેચ્છ સમુદાયને જોઇ રાજા ઘણો આનંદ પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે મારા મહાવૈરી એવા આ યવનને કોણે માર્યા? કયા હિત કરવાવાળાએ આ મહાકર્મ કર્યું. આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં આકાશવાણી થઈ તે વાણીથી વિસ્મય પામેલા રાજાને જોઇને કહ્યું તે હે રાજા! ભગવાન વગર અહિ કોઇ તારૂં રક્ષણ કરનાર નથી. પછી તે રાજા વનમાંથી સુખપુર્વક ઘેર આવ્યો અને તે ધર્માત્મા ઇન્દ્રસમાન પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યો. વસિષ્ટજી કહે છે હે માંધાતા રાજા! એ માટે જે કોઈ ઉત્તમ નર આ આમલકીનું વ્રત કરશે તે વિષ્ણુપદને પ્રાપ્ત થશે એમાં શંસય નથી.



## ફાગણ વદની પાપમોચિની નામની એકાદશી.

ધર્મરાજા પુછેછે કે-હે ભગવાન! ફાગણ શુકલ પક્ષની આમલકી નામની એકાદશી તમારી પાસે મેં શ્રવણ કરી. હવે ફાલ્ગુન કૃષ્ણ પક્ષની એકાદશીનું શું નામ છે, તે મને કહો આવા ધર્મરાજાના પ્રશ્નને શ્રવણ કરી ભગવાન કહે છે કે-હે ધર્મરાજા! પૃથ્વિપતિ માંધાતા રાજાએ લોમશ રુષિને પુછતાં તેમણે અજ્ઞાન પાપ નાશન એવું

જે કહેલું છે તે હું તમને કહું છું તે સાંભળો માંધાતા પુછેછે કે–હે ભગવાન લોમશઋષિ ! લોકહિતાર્થે ફાગણ કૃષ્ણૈકાદશીનું નામ શું તે શ્રવણ કરવાની ઈચ્છા છે, અને તેનો વિધી તથા ફળ શું તે કૃપાકરી કહો આવાં માંધાતાનાં વચન શ્રવણ કરી લોમશ રૂષિએ કહ્યું કે હે રાજશારદુલ કાર્ય સિદ્ધિ ધર્મ અને શુભ આપનાર અને પાપને હરણ કરનાર એવી વિચિત્ર કથા હું તને કહું છું તે સંભાળ્ય. પ્રથમ ચૈતરથ નામનું વન વસંતરૂતુમાં સુવાસિક પુષ્પોથી સોભાયમાન હતું તે વનમાં દેવાંગના રમવા આવી હતી તેમજ ગંધર્વ કન્યાઓ કિન્નર રાહુ અજે સકળ દેવ ઈંદ્ર પણ ત્યાં ક્રીડા કરવા લાગ્યા કેમકે ચતરથ વન કરતાં બીજું સુંદર વન નહતું તે વનમાં ઘણુા રૂષિઓ તપ કરતા હતા ચૈત્ર તથા વૈશાખ માસમાં સર્વ દેવસહ ચંદ્ર ત્યાં ક્રીડા કરતો હતો તે વનમાં મેધાવી નામના પ્રખ્યાત રુષિ હતા તે રૂષિને મોહ ઉત્પન્ન કરવા માટે મન જેવું વર્તન કરવાવાળી મંજુઘોસા નામની અપ્સરા ઉદ્યોગ કરવા લાગી તે મંજુઘોષા રૂષિના શ્રાપના ભયથી તેના આશ્રમથી એક ગાઉ રહી ત્યાં વીણા વગાડી મધુર સ્વરથી ગાયન કરતી હતી. શરીરે સુવાસિક ચંદન લગાડી, પુષ્પના હાર ધારણ કરી સુસ્વરથી ગાયન કરતી એવી મંજુઘોષાને જોઈ મુનીશ્રેષ્ટ શ્રીસદાશિવજીના ભક્ત મેધાવીને જીવતા કામ પણ મંજુઘોષાને વશ્ય થયો; કેમકે

પોતાનું શરીર શ્રી શિવે બાળી નાંખેલું ને વેદનું મદનને સ્મરણ થયું માટે શિવભક્ત તે પણ પોતાને શત્રુ એવું મનમાં લાવી મંજુઘોષાથી ભ્રમર તેજ ધનુષ અને કટાક્ષ તેજ તેનો દોર અને નેત્ર તેજ સમક્ષબાણ તથા સ્તન તેજ મુકામ આ પ્રમાણે સર્વ યુદ્ધનો સામાન તૈયાર કરી શિવ ભક્તને જીતવા મદન તત્પર થયો મંજુઘોષાનું સૈન્ય જેવું મદનના કામને સહાય થયું અને તે પણ મહર્ષિનો એક કામથી પીડીત થઈ, કેમકે મેધાવીરૂષી પુર્ણ તારૂણ હતા. તેથી અત્યંત શોભાવા લાગ્યા, જેમણે કંઠમાં શુભ-યજ્ઞોપવિત્ત અને હસ્તમાં દંડ ધારણ કરેલો તેથી સાક્ષાત બીજા મદનજ છે, એવો મંજુઘોષાએ જોયો મેધાવી અરૂ-ણરૂષિના આશ્રમમાં રહેતા હતા તેના સમીપ મંજુઘોષા આવીને ઉભી રહી અને મેધાવીને જોઈ કામની વ્યાસ થઈ અને ધીમેધીમે નૃત્ય તથા ગાયન કરવા લાગી તેથી તેના હાથની કંગણીઓ અને પગનાં ઝાંઝર મધુર મધુર શબ્દ કરવા લાગ્યાં તે શ્રવણ કરી મેધાવી રૂષિ આહાર આવી. તેનું હાવભાવ યુક્ત ગાયન જુએછે એટલામાં મદને તેને પોતાના સૈન્યથી બળાત્કારે મોહથી વશ કરી લીધો પછી મંજુઘોષા પોતાના હાવભાવ કટાક્ષથી મોહ પામેલા મેધા-વીરૂષિને જોઈ પાછી આવી અને તેને જીતવા માટે પોતાના હાથની વીણા નીચે મુકી મહાવ સુધી કંપિત થએલી વેલી જેવી ઝાડને વળગે છે તેમ મંજુઘોષાએ મેધાવીઋષિને

આલિંગન આપ્યું વનમાં તે અપ્સરાનો ઉત્તમ દેહ જોઈ મેધાવિરૂષિએ તેની સાથે રમણ કર્યું તે કામવશ થયા તેથી તેનું શિવેનત્વ ગયું અને તે કામવશ થયેલ રૂષિને રમણમાં અહુરનિશનું ભાન રહ્યું નહિ આ પ્રમાણે તે રૂષિના સત્કર્મ નાશક કાળ ઘણો ગયો પછી તે મંજુઘોષા દેવલોકમાં જવા માટે ઉપાય કરવા લાગી. આ પ્રમાણે જવાને ઉત્સુક થયેલી મંજુઘોષા રમણ થયેલા રૂષિને કહેવા લાગી કે–હે મહારાજ હવે મને સ્વસ્થાન જવા માટે આજ્ઞા આપો આવું ભાષણ સાંભળી મેધાવીએ કહ્યું કે–હે વરાનને આજેજ રાત્રે તું આવી માટે પ્રભાત સુધી તો મારા પાસે રહે આ પ્રમાણે રૂષિનું બોલવું સાંભળી ભયથી ફરી એમની સાથે રમણ કર્યું આ પ્રમાણે તે અપ્સરાએ રૂષિના શાપના ભયથી સત્તાવન વર્ષ નવ માસ અને ત્રણ દહાડા અર્દ્ધ રાત ગઈહોય તેમ રમણમાં કાઢ્યા અને વળી એવો બીજો ઘણો કાળ ગયો ત્યારે રૂષિને પુછ્યું કે હે રૂષિરાજ મને મારે ઘેર જવા માટે આજ્ઞા આપો તે સાંભળી મેધાવીએ કહ્યું કે હે સુંદરી હાલ પ્રભાત સમય છે હું સંધ્યા કરૂછું ત્યાંસુધી સ્થિર રહે એવું રૂષિનું બોલવું સાંભળી ભયથી વ્યાપ્ત થઈ જરા હશીને બોલી કે–હે દ્વિજશ્રેષ્ઠ ! તમારી સંધ્યા કેટલા કાળ સુધી છે તે હજી થઈ કે નથી થઈ મારી ઉપર પ્રસાદ કરવાથી કેટલોક કાળ ગયો તેનો વિચાર કરો આ પ્રમાણે

મંજુઘોષાનું બોલવું થતાં વિસ્મય પામી આંખો ઉઘાડી મનમાં વિચાર કરીને મંજુઘોષાને નમસ્કાર કર્યો, અને પશ્ચાત્તાપ પામી કહ્યું કે-હરહર અપ્સરાની સાથે મારાં સત્તાવન વર્ષ ગયાં એવું મનમાં લાવી અત્યંત કોપાવિષ્ટ થયો તેથી તેના નેત્રમાં અગ્નિ પ્રદીપ્ત થયો અને તે અપ્સરાને તપનો ક્ષય કરવાવાળી કાળરૂપી જોઈ કહ્યું કે માહા કષ્ટ થકી સંપાદન કરેલો તપ આ મદ્ય-નવતીએ ક્ષય કર્યો આ પ્રમાણે ક્રોધથી મેધાવીનું શરીર ધ્રુજવા લાગ્યું અને તેણે શાપ આપ્યો કે તું પિશાચી થઇશ હે દુરાચારે! હે કુલટે હે વ્યભિચારિણી હે પાત-કપ્રિયે તને ધિક્કાર છે આ પ્રમાણે તેણે શ્રાપ આપતાં તે મંજુઘોષા શાપદગ્ધ થઇ નમીને આગળ ઉભી રહી અને પ્રસાદની ઇચ્છા કરતી મુનિને કહેવા લાગી કે-હે મહારાજ મારા ઉપર કૃપા કરી શાપનું વિમોચન કરો સાધુનો સંગ કરવાથી અને તેની જોડે ભાષણ કરવાથી સાતમે પદેજ તેનું ફળ પ્રાપ્ત થાય છે, હે બ્રહ્મન! તમારી સાથે સમાગમ કરતાં તો ઘણાં વર્ષો ગયાં. હે સ્વામી હે સુવ્રત! એ માટે મારા ઉપર અનુગ્રહ કરો. આ પ્રમા-ણેનું મંજુઘોષાનું બોલવું શ્રવણ કરી મેધાવીઋષિ બોલ્યા કે-હે કલ્યાણી અનુગ્રહ કરવાવાળું મારૂં તપ તો તમારી સાથે પાપકર્મ કરવાથી ક્ષય પામ્યું હવે હું શું કરૂં પણ એક ઉપાય કહું છું. ફાલ્ગુન કૃષ્ણ પક્ષની એકાદશી શુભ

અને સર્વ પાપના ક્ષય કરવાવાળા છે. અને તેનું પાપ-મોચીની નામછે. હે શુભ! તેનું વૃત કરવાથી તારૂં પિ-શાચત્વ જશે, આ પ્રમાણે કહી મેધાવીરૂષિ પોતાને આ-શ્રમે ગયા પિતાએ પુત્ર આવતાં તેને પુછયું કે—હે પુત્ર! સકળ પુણ્યનો ક્ષય કર્યો, આ તેં શું કર્યું? આ પ્રમાણે પિતાનું ભાષણ સાંભળી મેધાવી બોલ્યા કે—હે મહારાજ હે પિતા! અપ્સરાની જોડે રમણ થયું એ મોટું પાપ સંપાદન કર્યું માટે એ વાત એ પાપના ક્ષય કરવાવાળું કંઇ પ્રાયશ્ચિત મને કહો એવું ભાષણ સાંભળી પિતા ચ્યવનરૂષિ બોલ્યા કે હે પુત્ર! ફાલ્ગુન કૃષ્ણ પક્ષની એ-કાદશી પાપમોચની નામે છે. તેનું વૃત કર્યાથી તે તારા પાપનો પુંજ નાશ પામશે. આ પ્રમાણે પિતાનું બોલવું શ્રવણ કરી મેધાવીરૂષિએ તે વૃત કર્યું તેથી તે પાપમુક્ત થઇ પુણ્યશીલ થયો. તે મંજુઘોષા અપ્સરાએ પણ આ વૃત કર્યું. પાપમોચનીના વૃત પ્રભાવથી પિશાચત્વમાંથી મુક્ત થઇ, પછી દિવ્યરૂપ ધારણ કરી તે ઉત્તમ અપ્સરા સ્વર્ગમાં ગઇ. લોમશરૂષિ બોલ્યા કે હે માંધાતા! એ પાપમોચનિનું આવું સામર્થ્ય છે હે રાજા! જે કોઈ પ્રાણિ પાપમોચીની એકાદશીનું કરે છે તેનાં સર્વ પાપ ક્ષય પામે છે. હે રાજા! આ એકાદશીનું મહાત્મ્ય પઠન કરવાથી અર્થનો શ્રવણ કરવાથી હજાર ગોદાનનું ફળ મળે

છે. અને બ્રહ્મહત્યા કરનારો, સુવર્ણ હરણ કરનારો, તથા સુરાપાન કરનારો અને ગુરૂપત્ની જોડે રત્ત થયેલો એવા એવા મહાપાપી આ એકાદશી કરવાથી પાપમુક્ત થાયછે. આવું ઘણાં પુણ્યને આપવાવાળું વ્રત અવશ્ય કરવું.

## ચૈત્ર શુદની કામદા નામની એકાદશી.

સુકજી કહે છે કે—દેવકીનંદન, કૃષ્ણ વસુદેવાત્મજ હરિને નમસ્કાર કરી મોટું પાપ હરણ કરવાવાળી એકાદશીઓનાં મહાત્મ્યો હું તમને કહું છું. જે મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાને એકાદશીનાં મહાત્મ્ય અનેક પ્રકારનાં પાપેનો નાશ કરનારાં રાજા યુધિષ્ઠિરને કહ્યાં અને ભગવાને અષ્ટાદશ પુરાણમાંથી વહેરી કાઢેલાં અને જેમાં ઘણા પ્રકારની કથાઓ છે એવા મહાત્મ્ય ચોવીશ છે. હે—શૌનકાદી રૂષિ! મહાત્મ્યો હું તમને કહું છું તે સાંભળો, ધર્મ બોલ્યા કે હે વાસુદેવ! તમને નમસ્કાર છે. આપ ચૈત્ર શુકલ એકાદશીનું નામ શું છે? તે મને કહો. ભગવાન કહે છે કે હે રાજા એકાગ્ર અંતઃકરણવડે તું તે શ્રવણ કર તને એક પુરાતન ઇતિહાસ કહું છું જે દિલીપરાજાએ પ્રશ્ન કરવાથી વશિષ્ટરૂષિએ કહેલો છે. દિલીપરાજા પુછે છે. હે ભગવાન વસિષ્ઠરૂષિનું ચરીત્ર હું શ્રવણ કરવાની ઇચ્છા રાખુ છું માટે આપ કૃપા કરીને કહો,

કે ચૈત્રની શુક્લએકાદશીનું નામ શું છે? વસિષ્ટ કહે છે કે–હે રાજાઓમાં શ્રેષ્ટ દિલીપરાજા! તે ઉત્તમ પ્રશ્ન કરેલ છે તેથી તને કહું છું એકાદશી વિશેષ પુણ્યકારક અને પાપરૂપ કાષ્ઠને અરણ્યના અગ્નિ સમાન છે પુત્ર આપવાવાળી અને પાપનો નાશ કરવાવાળીછે. તેની કથા શ્રવણ કર. પુરવે સુવર્ણ અને રત્નથકી ભુષિત એવાં રમ્યભોગી નામના નગરમાં મદથી મત્ત થયેલ એવો પુંડરીક નામનો રાજા રહેતો હતો અને તે નગરીમાં તે રાજ્ય કરતો હતો ગંધર્વ, કિન્નર અને અપ્સરા વિગેરે તેનું સેવન કરતાં હતાં તે અપ્સરાઓમાં ઉત્તમ એવી લલિતા નામની અપ્સરા અને લલિત નામનો ગંધર્વ એ બંને સ્ત્રી પુરૂષ પરસ્પર કામાસક્ત હતાં તેથી ધન, ધાન્ય યુક્ત એવાં પોતાના રમયે ગ્રહમાં તેઓ નિરંતર ક્રિડા કરતાં હતાં. લલિતાના હૃદયમાં સર્વ કાલ પતિનું વાત્સલ્ય હતું અને લલિત ગંધર્વ પોતાની સ્ત્રી વગર ગીત ગાવા બેઠો પણ એનું અંત:કરણ પોતાની સ્ત્રીમાં લુબ્ધ થએલું તેથી વારંવાર લલિતાનું સ્મરણ થતું હતું તેથી તેની જીહ્વા ગાયનમાં વાંકીચુકી થતી હતી. એની ગાવાની ભુલો અને તેનો મનોભાવ કર્કટનાગે જાણી પુંડરીક રાજાને કહ્યું ત્યારે તે રાજા મદનાતુર થયેલું અંત:કરણ જોઇ તે લલિતને શાપ આપ્યો કે–હે દુરબુધ્ધે! તું પુરૂષાદિ ભુષણ

કરવાવાળો રાક્ષસ થઈશ કેમકે તું સ્ત્રી વશ્ય થઈને મારી સામે ગાવા બેઠો એવો તેનો શાપ થતાંજ તે રાક્ષસરુપ થયો. તે એવો થયો કે મોટું વિકાળ મુખ, અને આંખ્યો જે; જોતાંજ ભયંકર માલમ પડે. સૂર્ય અને ચંદ્ર સદ્રશ આંખ્યોની કાન્તિ, ડુંગર સમાન મોટું ગળું. રાફડા જેવી નાસિકા છે. બે ગાઉ જાડા હોઠ, હે રાજા દિલીપ એનું શરીર બત્રીશ ગાઉનું ઉચું હતું આ પ્રમાણે તે લલિત ગંધર્વ રાક્ષસ થઈ પોતાના દુષ્કર્મનું ફળ ભોગવતો હતો એની સ્ત્રી જે લલિતા તેને પોતાના પતિનું આવું અકાળ વિકાળ રૂપ જોઇ મનમાં ચિંતા કરતી ઘણી દુ:ખયુક્ત થઇ, વિચાર કરવા લાગી કે હું શું કરૂં ! ક્યાં જાઉં ! મારો પતી તો પુર્વના પાપથી પીડીત થયો આ ચિંતા થી તેને ક્યાંય પણ સુખ મળતું ન હતું, તે કામરુપી રાક્ષસ પર્વત ઉપર તથા ઘોર અરણ્યમાં ભ્રમણ કરતો હતો તેની સાથે લલિતા પણ ફરવા લાગી તે રાક્ષસ નિર્દય, પાપકર્મમાં પ્રીતિવાળો વિરુપ પુરુષને ભક્ષણકરવાવાળો હોવાથી દુ:ખવડે તેને અહરનિશ સુખ થાય નહિ, લલિતા પોતાના પતિનું કર્મ જોઇ મહા દુ:ખથી તેની સાથે વનમાં રૂદન કરતી ફર્યા કરે. આ પ્રમાણે તે બંન્ને ફરતાં ફરતાં શુભ યોગથી અતિ રમણીય એવા વિંધ્યાચળ પર્વતના શિખર ઉપર આવ્યાં. અને તેમણે ત્યાં સુંદર

એવો રૂષિશૃંગીનો આશ્રમ જોયો, તે લલિતા પહેલી આ શ્રમમાં જઇ વિનય અને નમ્રતાથી તેની સામે ઉભી રહી પછી રૂષિએ તે લલિતાને જોઇ પુછયું કે તુ કોણ છે ? કોની કન્યા છે ? મારા સન્મુખ કેમ આવી ઉભી છે ? આ પ્રમાણે રૂષિનું બોલવું થતાં લલિતા બોલી કે—હે મહારાજ ! વીરધન્વા નામના ગંધર્વની હું કન્યા છું મારૂં નામ લલિતા છે. હું મારા પતીના ઉદ્દેશથી અહીં આવી છું હે મહા મુને ! મારો પતી શાપદોષથી રાક્ષસ થયો છે, તેનું ભયંકર રૂપ અને દુરાચરણ જોઇ અમને સુખ થતું નથી હે બ્રહ્મન ! માટે મારા ઉપર કૃપા કરી કાંઇક પ્રાયશ્ચિત બતાવો; વિપેન્દ્ર ! જેના પુણ્યથી મારો પતિ રાક્ષસપણામાંથી મુક્ત થાય આવું સાંભળી રૂષિએ કહ્યું કે—હે રંભોરુ ! ચૈત્ર શુકલપક્ષની કામદા એકાદશી છે, તેનું વ્રત કરવાથી કામના પુર્ણ થાય છે. કલ્યાણી ! એ વ્રત વિધિપુર્વક તું કર તે વ્રતનું પુણ્ય તારા પતિને આપ. તારૂં પુણ્ય આપવાથી એક ક્ષણમાં તે શાપદોષ-માંથી મુક્ત થશે. આ પ્રમાણે શ્રંગીઋષિનાં વચન શ્રવણ કરી લલીત હર્ષીત થઇ અને તેણે તે એકાદશીએ ઉપવાશ કર્યો હે રાજન દ્વાદશીને દિવસે દેવના સન્મુખ અને બ્રાહ્મણોની પાસે બેસી પોતાના પતિ દોષમુક્ત થવા માટે લલીતા આ પ્રમાણે બોલી કે—મેં કામદા એકાદશીનું વ્રત કરેલું છે. તે વ્રતના પુણ્ય પ્રભાવથી મારા પતિનું પિશા

સત્વ જશે. આ પ્રમાણે લલીતાનું બોલવું થતાં તેનું રાક્ષસત્વ જઇ તે ફરીથી પ્રથમ પ્રમાણે ગંધર્વ થયો અને સુવર્ણ તથા રત્નના અલંકાર પહેરી પોતાની સ્ત્રી જે લલીતા એની સાથે રમણ કરવા લાગ્યો તે બંને પુર્વ સ્વરૂપથી અધિક રૂપવાન થઇ વીમનારૂઢ થયાં અને કામદા એકાદશીના વ્રતના પ્રભાવથી ઘણાં શોભાવા લાગ્યાં હે નૃપશ્રેષ્ટ ! આવું કામદા એકાદશીનું ફળ જાણી પ્રયત્નથી એ વ્રત કરવું લોકનું હીત થવા માટે મેં તારી પાસે વરત કહ્યું બ્રહ્મહત્યાદિ પાપનો નાશ કરવાવાળી અને પીશાચત્વનું હરણ કરવાવાળી આના કરતાં ચરાચર ત્રૈલોકયમાં બીજી નથી. એ એકાદશીની કથા શ્રવણ અને પઠન કરવાથી વાજપેય યજ્ઞનું ફળ મળશે.



## ચૈત્ર વદની વરૂથીની નામની એકાદશી.

યુધિષ્ટિર પુછે છે કે—હે વાસુદેવ તમને નમસ્કાર પુર્વક પુછુ છું કે ચૈત્ર કૃષ્ણ એકાદશીનું નામ તથા મહિમા શું છે તેમને કહો. શ્રીકૃષ્ણ કહે છે કે હે રાજન ! આ એકાદશી આ લોકમાં અને પરલોકમાં સૌભાગ્ય આપવાવાળી છે તેનું વરૂથિની એવું નામ છે. વરૂથિનીના વ્રતના પ્રતાપે સર્વ કાળમાં સુખ પ્રાપ્ત થાય છે અને પાપનો નાશ થાય તો સૌભાગ્ય મળેછે. કોઇ દુરભાગ્ય સ્ત્રી હોય અને

જો તે એ વ્રત કરે તો તેને પણ સૌભાગ્યની પ્રાપ્તી થાય
સર્વ લોકને ભક્તિ તથા મુક્તિ આપનારી એ વરૂથીની
છે. અને માનવને સકળ પાપથી દુર કરી ગર્ભવાસથી
મુક્ત કરનારી છે. એ વરૂથિની એકાદશીના વ્રતથી માંધાતા
રાજા સ્વર્ગમાં ગયા, અને ધુંધુમાર વિગેરે ઘણા રાજાઓ
એ વ્રતથી મુક્ત થયા તથા ભગવાન શ્રી શંકર પણ બ્રહ્મ
કપાલથી મુક્ત થવા દશ હજાર વર્ષ પર્યંત તપ કરવાથી
જે ફળ મળે છે, તેજ ફળ આ વરૂથિની નામે એકાદશીનું
વૃત કરવાથી મળે છે વરૂથિની એકાદશીનું વૃત જે કોઈ
ભક્તિ પુર્વક કરે છે તેનો આ લોકમાં તથા પરલોકમાં
મનોરથ પુર્ણ થાય છે હે નૃપ ઉત્તમ પવિત્ર અને પાપને
હરનારી તથા મહા પાપોનો નાશ કરવાવાળી અને વ્રત
કરનારા નરને ભક્તિ તથા મુક્તિ આપવાવાળી એ વરૂ-
થિની છે. હે નૃપ શ્રેષ્ઠ ! અશ્વદાનથી ગજદાન મોટું અને
તેથી ભુમીદાન શ્રેષ્ટ છે ભુમીથી તિલદાન શ્રેષ્ટ છે એનાથી
સુવર્ણ, સુવર્ણથી અન્નદાન શ્રેષ્ટ છે. અન્નદાનના સમાન
કોઈ દાન છે નહિ. થયું નથી અને થવાર નથી, પિતૃદેવ,
અને માનવ એઓ તૃપ્ત થાય છે, મોટા મોટા કવિઓએ
એ દાનના સમાન કન્યાદાન કહેલું છે અને ભગવાને પણ
એ દાનના તુલ્ય ગોદાનછે એમ કહેલું છે એ સર્વ દાનથી
વિદ્યા દાન અધિક છે. તે સર્વ ફળ એકાદશી જે વૃથિની
તેવું વ્રત કરવાથી પ્રાપ્ત થાય છે, જે નર પાપ મોહિત

થઈ કન્યાવિક્રય ધન ઉપર જીવન પામે છે. તે ભૂમી જળમય થતાં સુધી નરકમાં વાસ કરે છે. માટે ગમે તે યત્ન કરીને પણ કન્યાનું ધન ગ્રહણ કરવું નહિ હે રાજેન્દ્ર! જે કોઈ લોભ થકી કન્યા વિક્રય કરી ધન લેછે, તે બીજે જન્મે બિલાડી થાય છે. જે પોતાની શક્તિ પ્રમાણે ધનનો વ્યય કરી સાલંકૃત કન્યાદાન કરે છે તેના પુણ્યની સંખ્યા કરવાને ચિત્રગુપ્ત પણ સ્તબ્ધ થાય છે એજ ફળ વરૂથિની એકાદશીનું વ્રત કરવાથી મનુષ્યને પ્રાપ્ત થાય છે. કાંસું, અડદ; મસુર, ચણા, કોદરા, છત્રાન્ના, મધ, પારકું અન્ન બે વખત ભોજન અને મૈથુન એ દશ બાબત એકાદશીનું વ્રત કરવાવાળાએ દશમીને દીવસે વજના ધુતક્રીડા, નિદ્રા; તાંબુલ, દંદધાવન પરાપવાદ, દુષ્ટપણું, પતિત જોડે સંભાષણ, ક્રોધ અને અસત્ય ભાષણ આ એકાદશીને દિવસે વરજવાં કોસું, અડદ, મધ, મિથ્યાભાષણ કરવું. બીજી વખત ખાવું અને મૈથુન ક્ષુદ્રાન્ત તેલ અને પારકાનું અન્ન એ એકાદશીને દિવસે વર્જ કરવાં. હે રાજા! એવી વિધિ પ્રમાણે વરૂથિની નામની એકાદશી વ્રત કરવાવાળા સર્વ પાપથી મુક્ત થઈ અંતે અક્ષય ગતિને પામે છે જે કોઇ રાત્રે જાગ્રણ કરીને ભગવાન જનાર્દનનું પૂજન કરે છે, તે સર્વ પાપથી મુક્ત થઈ પરમગતિને પામે છે. સર્વ પ્રયત્ન પુર્વક પાપભીરૂ પુરૂષોએ યમથી ભીતિ ન પામવા આ એકાદશી વ્રત કરવું. આ એકાદશીનું આખ્યાન પઠન અને શ્રવણ કર્યાથી

હજાર ગોદાનનું ફળ પ્રાપ્ત થાય છે. અને તે શ્રવણ તથા પઠન કરવાવાળો સર્વ પાપથી મુક્ત થઈ વિષ્ણુ લોકમાં પુજ્ય થાય છે.



## વૈશાખ સુદની મોહિની નામની એકાદશી.

ધર્મરાજા પુછે છે કે—હે જનાર્દન! વૈશાખ શુક્લ એકાદશીનું નામ અને તેનો વિધિ તથા ફળ શું છે? તે કહો. આવા ધર્મરાજના પ્રશ્નથી શ્રીભગવાન કહે છે કે—હે ધર્મનંદન! પુર્વ શ્રીરામચંદ્રજીએ પ્રશ્ન કરવાથી વસિષ્ઠ ઋષિએ જે કથા કહી તેજ કથા હું તમને કહું છું તે શ્રવણ કરો. શ્રીરામચંદ્રજી પુછે છે કે હે ભગવાન વસિષ્ઠ ઋષિ! સર્વ દુઃખનો નાશ કરનાર અને સર્વ પાપનો ક્ષય કરનાર એવું સર્વ વ્રતોમાં જે ઉત્તમ વ્રત હોય તે શ્રવણ કરવાની હું ઇચ્છા રાખું છું હે મહામુને! મેં સીતા વિરહથી ઘણા દુઃખ ભોગવ્યાં છે, તેથી હું ભય પામી આપને પુછું છું આવા શ્રીરામચંદ્રજીના પ્રશ્નથી વસિષ્ઠ-જીએ કહ્યું કે હે રામ! તમારૂં નામ લેવાથીજ મનુષ્ય પાવન થાય છે, એવા તમે છતાં નિષ્ટાવંત બુદ્ધિથી ઉત્તમ પ્રશ્ન કરેલ છે. તેથી લોક હિતાર્થ હું સકળ પવિત્રમાં પવિત્ર અને વ્રતમાં ઉત્તમ વ્રત કહું છું. હે રામ? વૈ-શાખ શુકલપક્ષની મોહિની નામે એકાદશી છે. તે સર્વ પાપ હરણ કરવામાં સમર્થ છે, એ એકાદશીના વ્રતના

પ્રભાવે મનુષ્ય મોહ જંજાળથી અને પાપથી મુક્ત થઈ જાય છે. એ હું ખરૂં કહું છું. રામ! એ કારણ માટે તમારા જેવાએ પણ પાપનો ક્ષય કરવાવાળી અને દુ:ખનો વિનાશ કરવાવાળી એ એકાદશી કરવી, હે રામ! એકાગ્ર ચિત વડે શુભ અને પુણ્યપ્રદ શ્રવણ કરો. એના શ્રવણથી મહાપાપનો નાશ થાય છે રમ્ય એવી સરસ્વતી નદીને તટે ભદ્રાવતી નામે નગરી હતી, અને ત્યાં ધુતિમાન નામે રાજા રાજ્ય કરતો હતો. હે રામચંદ્ર! તે રાજા ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલો મહા ધૈર્યવાન અને સત્યસાગર હતો તેની નગરીમાં ધનધાન્યથી યુક્ત એક વાણિયો રહેતો હતો તેનું નામ ધનપાળ હતું તે પુણ્ય કર્મ પ્રવર્તક હતો, પરબડીઓ અન્નક્ષેત્રો ધર્મશાળાઓ, તળાવો તથા બગીચા વિગેરે પોતાના પૈસાથી પરમર્થ કરવાવાળો હતો વિષ્ણુની ભક્તિ કરવાવાળો, અને સ્વભાવે શાંત હતો તેને સુમતિ, ધુતિમાન મેધાવી, સુકૃતિ,દુષ્ટબુદ્ધિ એ પાંચ પુત્રો હતા તેમાં પાંચમો દુષ્ટબુદ્ધિ પાપી અને વેશ્યાની સંગતીમાં પ્રીતિવાળો હતો, તથા જારની વાર્તાઓ જાણતો હતો સોગટાં રમવાના વ્યસનમાં આસકત અને પરસ્ત્રી સાથે સંભોગ કરવાની ઇચ્છા રાખતો હતો. દેવ અતિથી વૃદ્ધ પિતર અને બ્રાહ્મણ એમને કદી પણ માનતો નહતો અન્યાય કરનારો, દુષ્ટાત્મા પિતાના દ્રવ્યનો ક્ષય કરનાર અભક્ષ્ય ભક્ષક પાપી સુરાપાન કરનારો, ભ્રમ પામેલી દૃષ્ટિવાળો અને ચોટામાં પણ વેશ્યાના કંઠમાં હાથ નાખ-

મારો હતો તેને એવો જોઇ તેના પિતાએ ઘરમાંથી કાઢી મૂકયો અને તેના ભાઇઓએ પણ તેનો ત્યાગ કર્યો તેના શરીર ઉપર જે ઘરેણાં હતાં તે પણ વિષય આદિ નિંદ્ય કર્મમાં તેણે ગુમાવ્યાં જ્યારે એની પાસેના ધનનો ક્ષય થયો ત્યારે વેશ્યાઓએ પણ તેનો ત્યાગ કર્યો. તેની પાસે વસ્ત્ર પણ રહ્યું નહિ. અને ક્ષુધાથી પીડીત થયો ત્યારે ચિંતા કરવા લાગ્યો કે-હવે હું શું કરૂં ? કયાં જાઉં ! હું કયા ઉપાયે જીવીશ ! પછી તેણે ચોરી કરી તેથી ત્યાંના અધિકારીઓએ તેને પકડયો પણ તેના પિતાના નામથી તેને છોડયો. તે આ પ્રમાણે હમેશાં ચોરી કરે અને રાજવંદ તેને પકડે અને મોટા શાહુકારનો દીકરો જાણી બાપના નામથી છોડી મુકે પછી એક સમયે દુષ્ટબુદ્ધિ ચોરીના કામમાં પકડાયો તે દુરાચરણને છોડતો નથી માટે એને શિક્ષા આપવી જોઇએ. એમ વિચાર કરી રાજપુરૂષે તેને ખુબ બાંધ્યો અને ચાબકાથી માર્યો પછી તેને દેશપાર કરવાની રાજાની આજ્ઞા થતાં તેને બંધનથી મુકત કરી પછી રાજના ડરથી ભ્રષ્ટ બુદ્ધિથી ઘોર વનમાં ગયો ત્યાં ક્ષુધા અને તૃષ્યાથી પીડીત થઇ આમ તેમ દોડાદોડ કરે, અને સિંહ, હરણ, ભુંડ અને ચિતા વિગેરેને મારવા લાગ્યો અને તેમના માંસ વડે પોતાનું જીવન ગાળતો હતો. તથા હાથમાં ધનુષ્ય અને પીઠે બાણનો ભાથો બાંધી વનમાં ફરતો હતો તથા અરણ્યમાં સંચાર કર-

નારાં પક્ષી અને જનાવરોને મારે. ચકોર મોર, કંક તે
ઉંદર વિગેરેને નિરદય દુષ્ટબુદ્ધિ રોજ મારે પુર્વ જ
કરેલાં પાપથી પાપરુપી કાદવમાં પડયો અને દુઃખ
શોકવડે વ્યાપ્ત થઇ રાત દિવસ ચિંતા કરે એક સ
કોઇ પુણ્યથકી તે દુષ્ટબુદ્ધિ ફરતો ફરતો કૌડિણ્ય ઋષિ
આશ્રમમાં આવ્યો કૌંડિણ્ય ઋષિ વૈશાખ માસમાં ભા
રથીમાં સ્નાન કરતા હતા એટલામાં ક્ષુધાથી પીડા પા
તે દુષ્ટબુદ્ધિ સહેજ ત્યાં આવી ઉભો રહ્યો ઋષિએ. સ
કરી ઉપર આવી વસ્ત્ર નિચોવવા લાગ્યા. તે વસ્ત્રના
તે ધૃષ્ટબુદ્ધિના શરીર ઉપર પડયા. તે વસ્ત્ર બિંદુના
ર્શથી તેનું પાપ અને અશુભ ગયું અને કૌડિણ્ય ઋ
ની સામે ઉભો રહી હાથ જોડીને બોલ્યો કે હે બ્ર
આ જન્મ કરેલાં પાપનું, પ્રાયશ્ચિત યત્ન વગર હોય
કહો. કેમકે આ સમય મારી પાસે દ્રવ્ય નથી કૌડિણ્ય
એ કહ્યું કે જેથી તારા પાપનો નાશ કરવો હોય તો એ
અંતઃકરણથી શ્રવણ કર. વૈશાખ શુકલ પક્ષમાં મો
નામની જે એકાદશી છે તેનું વ્રત મારી આજ્ઞાથી તું
એકાદશી પ્રાણીઓનાં મેરુ તુલ્ય પાપનો નાશ કરે
અને ઘણાજ જન્મથી સંપાદન કરેલું પાપ પણ મો
ને દિવસે અપવાસ કરવાથી હરણ થાય છે આવાં ઋ
વચન સાંભળી દુષ્ટબુદ્ધિ મનમાં હરખ્યો. હે નૃપશ્રેષ્ટ !
ડિયણ્યઋષિના ઉપદેશથી દુષ્ટબુદ્ધિએ યથાવિધિ વ્રત

તેથી તે પાપરહિત થયો. અને દિવ્ય. દેહ ધારણ કરી, ગરૂડ ઉપર બેસી સર્વોપમ દ્રવ્યની વરજ એવા વૈકુન્ઠ લોકમાં ગયો. વસિષ્ટ કહે છે કે-હે રામચંદ્રજી! આવા પ્રકારનું વ્રત તમામ મોહનો નાશ કરવાવાળુ છે એ વગર બીજું ચરાચર ત્રિલોકમાં નથી. યજ્ઞો. તીરથો, અને દાનો એ વૃતની સોળમી કળા પામતાં નથી હે રાજન! એ વૃતનો પાઠ શ્રવણ કરનારાઓને હજાર ગોદાનનું ફળ મળેછે.



## વૈશાખ વદની અપરા નામની એકાદશી.

ધર્મરાજા પુછે છે કે—હે જનાર્દન! વૈશાખ કૃષ્ણ એકાદશીનું મહાત્મ્ય અને તે એકાદશીનું નામ શું છે? તે શ્રવણ કરવાની ઇચ્છા છે તે કહો શ્રી કૃષ્ણ કહે છે કે—હે રાજા! લોક હિતાર્થ તમે ઉત્તમ પ્રશ્ન પુછેલ છે મહા પુણ્ય આપવાવાળી અને મહાપાતકનો નાશ કરનારી અપાર ફળ આપનારી એવી અપરા નામની આ એકાદશી છે. હે રાજન! જે કોઇ અપરા એકાદશીનું વ્રત કરે છે તે લોકમાં પ્રસિદ્ધ થાય છે. બ્રહ્મહત્યા, ગોત્રહત્યા, ભ્રુણહત્યા કરનારો બીજાના પાપનું ઉચ્ચારણ કરનારા અને પરસ્રીમાં આસક્ત એવા મહા પાપીઓ પણ અપરાના વ્રતથી ત્વરાથી પાપ મુક્ત થાય છે. હે રાજા ખોટી સાક્ષી પુરનાર ને ખોટા જોસ જોનાર જોશી અને ખોટું ઔષધ આપનાર વેદ એ સર્વ ખોટી સાખ આપનાર જેવા છે.

તેથી તે સર્વે નરકમાં જાય છે. તેઓએ અપરા એકાદ-
શીનું વ્રત કરવું જોઈએ કે જેથી તેઓ પોતે કરેલાં પા-
પથી મુક્ત થશે, કોઈ ક્ષત્રીય પોતાના ક્ષત્રીધર્મનો પ-
રિત્યાગ કરી યુદ્ધમાંથી નાશી જાય તો તે પોતાના ધર્મથી
બહિષ્કૃત થઈ ઘોર નરકમાં જાય છે, હે રાજા! તે પણ
અપરા એકાદશીનું વ્રત કરવાથી પાપમુક્ત થઈ સ્વર્ગમાં
જાય છે. જે કોઈ ગુરૂ પાસેથી વિદ્યાભ્યાસ કરી તેની
નિંદા કરે તે મહાપાપી થઈ દારૂણ નરકમાં જાય છે.
પણ જો તેમણે અપરાનું સેવન કર્યું હોય તો તેની પણ
ઉત્તમ ગતિ થાય છે. હે રાજા! અપરાનું મહાત્મ્ય હું
કહું છું તે સાંભળો. કાર્તિક માસમાં પુષ્કર તીર્થમાં
સ્નાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે. માગીરથીમાં પિંડ
દાન કરવાથી પીતૃ તૃપ્ત થવાથી જે ફળની પ્રાપ્તિ થાય
છે. સિંહરાશીના ગુરૂમાં ગોમતી ગોદાવરીમાં સ્નાન કર
વાથી જે પુણ્ય થાયછે. કુંભરાશીનો ગુરૂ હોય ત્યારે કેદાર
દર્શનથી જે ફળ પ્રાપ્ત થાય છે. બદરીનારાયણનાં દર્શનથી
તથા તીર્થ સ્નાનથી જે ફળ મળે છે સુર્ય ગ્રહણ હોય
ત્યારે કુરૂક્ષેત્રમાં પુણ્ય કરવાથી જે ફળ મળે છે. ગજ
અશ્વ અને સુવર્ણ તથા યજ્ઞમાં સુવર્ણનું દાન આપવું
આદિ દાનોથી જે ફળ પ્રાપ્ત થાય છે. તે સર્વ ફળ અપરા
એકાદશીનું વ્રત કરવાથી થાય છે. અર્ધ પ્રસવ થયેલ
ધેનુ, સુવર્ણ અને પૃથ્વીનું એ દાન કરવાથી જે ફળ
પ્રાપ્ત થાય છે. તેજ ફળ અપરા એકાદશીનું વ્રત કરવાથી

થાય છે. અપરાનું વ્રત પાપરૂપી વૃક્ષને કાપવામાં કુહાડા સમાન છે પાપરૂપી લાકડાને બાળવાને અગ્નિ સદશ છે પાપરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય સદશ અને પાપરૂપી હરિણને મારવામાં સિંહ છે. પાણી ઉપરના પરપોટા અને વનમાં ઘી જેવો મધ કરનારી માંખી જેવો, એકાદશીનુ વ્રત કર્યા વગર રહેનાનો જન્મ નિરર્થક જઈ મરણ પામશે. માટે અપરા એકાદશીને દિવસે ઉપવાસ કરી ભગવાન્ ત્રિવિક્રમનું પુજન કરવું એમ કરવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થઈ વિષ્ણુલોકમાં જાય છે. હે ધર્મરાજા ! લોકહિતાર્થે મેં તમને આ વ્રત કહ્યું છે આ વ્રતનું શ્રવણ તથા પઠન કરવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થઇ જાય છે.

---

## જેષ્ટ સુદની નિર્જળા નામની એકાદશી.

ભીમસેન શ્રી વ્યાસજીને પૂછેછે કે-હે મહા બુદ્ધિમાન પિતામહ મારૂં વચન શ્રવણ કરો. યુધિષ્ઠિર, કુંતી દ્રોપદી, અર્જુન, નીકુલ અને સહદેવ એ સર્વ એકાશીને દિવસે કાંઇ પણ ભોજન કરતાં નથી અને તેઓ તે દીવસે મને પણ ભોજન કરવાની ના પાડે છે. પણ હે તાત હું આપને પુછુંછું કે—મારાથી ભૂખ્યું રહી શકાતું નથી. મારી ક્ષુધા દુસહ છે. હું દાન આપીશ વિધિપૂર્વક કેશવ ભગવાનનું પુજન કરીશ પણ ઉપવાસ કર્યા વગર એકાદશીનું

ફળ શી રીતે મળશે ? આવાં ભીમસેનનાં વચન શ્રવણ કરી વ્યાસ મુનિને કહે છે કે–હે ભીમસેન ! જો તને સ્વર્ગ અત્યંત પ્રિય હોય અને નરક અપ્રિય હોય તો ઉભય પક્ષની એકાદશીએ ભોજન કરવું નહિ. આવાં વેદ વ્યાસજીનાં વચન શ્રવણ કરી ભીમે કહ્યું કે, હે મહા બુદ્ધિમાન ! હે પિતામહ ! તમારી પાસે કહું છું કે, મારાથી એક સમય ભોજન વીણ રહેવાય નહિ તો ઉપવાસ શી રીતે થાય ? કેમકે વૃક નામનો અગ્નિ મારા પેટમાં નિરંતર વાસ કરે છે. જ્યારે હું ઘણુંજ અન્ન ભક્ષણ કરૂં છું ત્યારે તે શાન્ત થાય છે, માટે હે મહામુને ! હું એક ઉપવાસ કરીશ પણ તે એવો હોવો જોઇએ કે–જેનાથી પુણ્યની અને સ્વર્ગ બન્નેની પ્રાપ્તી થાય તેનો વિચાર કરી નિશ્ચય પુર્વક કઇ એકાદશીનું એક ઉપાષણ કરવું તે મને કહો. આવાં ભીમસેનનાં વચન શ્રવણ કરી, વ્યાસ મુનિએ કહ્યું કે–હે નરશ્રેષ્ટ ભીમસેન ! તેં મારી પાસેથી વેદોકત ધર્મ તથા મનુશ્યધર્મ શ્રવણ કર્યા. પણ કલિયુગમાં કરવા તે અશકય છે. માટે સુખ પુર્વક થોડા દ્રવ્યે અને થોડા કલેશે ઘણું ફળ આપે એવો સર્વ પુરાણનો સાર હું તને કહું છું. ઉભય પક્ષની એકાદશીને દિવસે ભોજન કરવું નહિ એકાદશીને દિવશેજ ભોજન કરતા નથી તે નરકમાં જતા નથી. એવાં શ્રી વ્યાસજીનાં વચન શ્રવણ કરી મહાબાહુ ભીમસેન પીંપળના પાન જેવો ધરૂજવા લાગ્યો. અને ભયથી

વ્યાકુળ થઇને પુન પુછવા લાગ્યો કે-હે પિતામહ! શું કરૂં! મારાથી ઉપવાસ થતા નથી. માટે હે પ્રભુ! એકજ ઉપવાસથી ઘણું ફળ મળે તેવું એકજ વરત મને કહો, વ્યાસજી કહે છે કે જેષ્ટ માસમાં વૃષભ તથા મિથુન સંક્રાંતે જે શુકલ એકાદશી આવે, તે દિવસે પ્રયત્ન પુર્વક જળ વગર ઉપવાસ કરવો. સ્નાન કરતી વેળાયે અને આચમન સમયે જેટલું જળ મુખમાં લેવું પડે તેનો પણ ત્યાગ કરીને સુવર્ણ જોખવાનું વજન જે માસો તેટલાજ બાર જળથી આચમન કરવું ગાયના કાન જેવો હાથ કરી તેમાં ઉપર કહેલા પ્રમાણથી જળ લઈ આચપાન કરવું. તેજ પવિત્ર દેહને શુધ કરનાર છે. તેથી ઓછું વા વિશેષ પીવાથી મદ્યપાન સમાન થાય, માટે તેટલાજ જળનો ઉપયોગ કરવો નહિ તો વરતનો ભંગ થાય ઉદયકાળથી બીજા દિવસના ઉદય કાળ પુર્વના ઉપર કહેલા આચમન સિવાય જળ લેવું નહિ. એથી બાર એકાદશીનું ફળ પ્રાપ્ત થાય છે. પછી બારસને દિવસે પ્રભાતકાળે સ્નાન કરી જળ અને સોનું વિધિપુર્વક બ્રાહ્મણને અર્પણ કરવું. અને ત્યાર પછી બ્રાહ્મણ સહભોજન કરવું. હે ભીમસેન! તેમ કરવાથી જે પુણ્ય થાયછે. તે હું કહું છું તે શ્રવણ કર એક વર્ષમાં જેટલી એકાદશી છે, તેટલું ફળ પ્રાપ્ત થાય છે. એ નિઃસંદેહ છે. શંખ, ચક્ર અને ગદા ધારણ કરવાવાળા કેશવ ભગવાને

મને એમજ કહેલું કે-સર્વ ધર્મનો પરિત્યાગ કરી મને શરણ થા એકાદશીના ઉપવાસ વડે નર પાપથી મુક્ત થાય છે. કલિયુગમાં દ્રવ્ય અને સ્મૃતિ પ્રતિપાદિત સંસ્કારથી શુદ્ધિ નથી. જ્યાં સંસ્કાર નથી એવા દુષ્ટ કલિયુગમાં વૈદક સસ્કાર તો કયાંથી. હે ભીમસેન ! એ વાયુપુત્ર ! ! તને વારંવાર કહેવાથી શું વિશેષતા છે ! બંને પક્ષની એકાદશીને દિવસે ભોજન કરવું નહિ. અને જ્યેષ્ટ માસના શુક્લપક્ષની એકાદશી તે દિવસે પાણી વગર ઉપવાસ કરવો. હે વરકોદર એ ઉપવાસ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે શ્રવણ કર. સર્વ તીર્થમાં સ્નાન કરવાથી અને સર્વ દાનો આપવાથી જે ફળ પ્રાપ્ત થાય છે. હે વરકોદર ! તે સર્વ ફળો નિર્જળા એકાદશી કરવાથી થાય છે. અને એક વરસમાં જેટલી કૃષ્ણ અને શુક્લપક્ષની એકા શીયો છે તેટલી એકાદશીયાને દિવસે ઉપવાસ કરવાનું જે ફળ પ્રાપ્ત થાય છે, હે મનુષ્ય સિંહ તને સત્ય કહું છું કે એ એકાદશીનું નિર્જળા ઉપોષણ કરવાથી મહા ભયંકર મોટા દેહવાળા કૃષ્ણ અને પીળા વર્ણના યમદૂતો, દંડ અને પાશને ધારણ કરનારા ક્રુર છતાં પણ સ્પર્શ કરતાં નથી અને પીતાંબર પહેરેલ શંખ, ચક્ર ધારણ કરનારા મનોવેગથી ચાલનારા તથા શાંત એવા વિષ્ણુ દુતો અંતકાલે વિષ્ણુપુરીમાં લઇ જાય છે, માટે સર્વ પ્રયત્નથી નિર્જળા એકાદશીએ ઉપવાસ કરવો. અને જળ તથા ગાય અર્પણ કરવી, તેથી સર્વ પાપથી મુક્ત

થવાય છે. વૈશંપાયનઋષિ જનમેજયને કહે છે કે હે જન-
મેજય! આવાં વ્યાસજીનાં વચન શ્રવણ કરીને ભીમસેને
તે નિર્જળા એકાદશીનું વરત કર્યું. હે ભુપાળ! તે પ્રમાણે
તું પણ સર્વ પાપનો નાશ થવા માટે પ્રયત્ન પુર્વક
ઉપવાસ કરી હરિનું અર્ચન કર. જે કોઇ આજ નિર્જળા
એકાદશીનું ઉપોષણ કરી હે દેવના ઇશ કાલે દ્વાદશીને
દિવસે ભોજન કરીશ, એવો સંકલ્પ કરી સર્વ પાપને,
નાશ થવા માટે શ્રદ્ધા અને ઇન્દ્રિય પુર્વક ઉપવાસ કરશે
તે સ્ત્રી વા પુરૂષનાં મેરૂમંદીર સદ્રશ પાપરૂપી પર્વત
એકાદશીના પ્રભાવથી ભસ્મ થશે. એ એકાદશીને દિવસે
ઉદકના નિયમ કરવાવાળાએ વસ્ત્રથકી વેષ્ટણ કરીને સુવર્ણ
સહ ઘડો બ્રાહ્મણને અર્પણ કરવો. એ પ્રમાણે કરે તે
એકાદશીના પુણ્યને ગ્રહણ કરશે. એ એકાદશીને દિવસે
જે કોઇ નર સ્નાન, દાન જપ અને હોમ વગેરે કરશે,
તેને પ્રહરે પ્રહરે અનંત સુવર્ણના દાનનું ફળ પ્રાપ્ત થશે.
અને જે જે દાન કરે તે અક્ષય થાય એવાં ભગવાનનાં
વચન છે હે રાજા! નિર્જળા એકાદશી વગર બીજો કયો
ધર્મ છે? જે કોઇ એ એકાદશીને દિવસે વિધિપુર્વક
ઉપવાસ કરી સુવર્ણ. અન્ન અને વસ્ત્રદાન કરશે તે વિષ્ણુ-
પદને પ્રાપ્ત થશે. અને તેનું દાન પણ અક્ષય થાય છે.
એકાદશીને દિવસે અનાજનું ભોજન કરે છે તે પાપને
ભોગવે છે. અને આ લોકોમાં ચાંડાલ થઇને મરણ પછી

દુરગતિને પ્રાપ્ત થાય છે એકાદશીનો ઉપવાસ કરી જે દાન આપે તે જ્યેષ્ટ શુકલપક્ષની એકાદશીએ દાન આપવાથી ઉત્તમ પદને પામશે. બ્રહ્મહત્યા કરનારા, મદ્ય-પાન કરનારા, ગુરૂદ્રોહી અને ખોટું બોલનારા એ બધા એ એકાદશીનું વરત કરવાથી પોતપોતાના પાપથી મુક્ત થઈ જાય છે શ્રીભગવાન કહે છે-કે હે ભીમસેન! વળી એ એકાદશીને દિવસે વિશેષમાં સ્રી તથા પુરૂષોએ શ્રદ્ધા પુર્વક ઈન્દ્રિય દમન કરી ભગવાન જળાશાયનું પુજન કરવું અને ગોદાન આપવું. પ્રત્યક્ષ ગાય ન મળે તો ઘીની ગાય કરીને આપવી. અને ઘણી દક્ષિણા તથા હરેક જાતનાં પકવાનો કરી શ્રદ્ધાપુર્વક બ્રાહ્મણોને આપી સંતુષ્ટ કરવા. ભગવાન કહે છે-કે હે ધર્મ કરનારાઓમાં શ્રેષ્ટ! બ્રાહ્મણ સતોષ પામ્યાથી મોક્ષ આપનાર હેરિ ભગવાન તુરત સંતોષ પામે છે જે કોઈ એકાદશીને દિવસે ઉપવાસ કરતો નથી તે આત્મદ્રોહ કરનારો દુરાચારી પાપી અને દુષ્ટ છે. એમાં સંદેહ નથી એ એકાદશીનું ઉપપોષણ કરનારો પોતાનાં સો કુળસહ ભગવાન વાસુદે-વના મંદિરમાં જાય છે, માટે શાંત અને દાનશીલ થઈ ભગવાનનું પુજન કરવું તથા જાગરણસહ એકાદશીનું વ્રત કરવું અન્ન જળ, ગાય, વસ્ર, સય્યા, આસન, પાત્ર અને છત્ર નિરજળા એકાદશીને દિવસે અરપણ કરવાં, જે કોઈ પાત્ર નાદ બ્રાહ્મણને જોડા અરપણ કરે છે. તે સુવર્ણના

વિમાનમાં બેસી સ્વર્ગમાં જાય છે. જે કોઈ ભક્તિવડે મારૂ કીર્તન કરશે તથા શ્રવણ કરશે તે બન્ને નિઃસંદેહ સ્વર્ગમાં જશે. અમાવાસ્યાને દિવસે સુર્યગ્રહણ વેળાએ શ્રાદ્ધ કરવાથી મનુષ્યને જે ફળ મળે છે તેજ ફળ એકાદશીની કથા શ્રવણ કરવાથી મળે છે. નિયમ પુર્વક દાતણ કરી સંકલ્પ કરવો કે એકાદશીને દિવસે આહાર તથા જળનો ત્યાગ કરીશ. ભગવાન્ કેશવની પ્રીતી થવા માટે આચમન વગર જળપ્રાશન ન કરતાં એકાદશીનો ઉપવાસ અને બારશને દિવસે દેવ દેવના ઈશ. ત્રિવિક્રમ તેનું પુજન કરવું ગંધ પુષ્પ અને જળ વિગેરે સામગ્રીથી વિધિપુરવક હરીનું પુજન કરવું અને આ મંત્રનો ઉચ્ચાર કરવો કે–હે દેવના દેવ ! ઋષીકેશ ! હે સંસાર સમુદ્રમાંથી તારવાવાળા ! ! આ ઉદકુંભ દાનથી મને ઉત્તમ પદમાં લઈ જાઓ, ઉપાનહ અને ફળસહ કુંભ અર્પણ કરવા. એ દાનથી બીજા દાનો પણ આપવાં પણ વિશેષ કરીને જળ અને ધેનુ દાન કરવું અને બ્રાહ્મણોને ભોજન આપી પછી પોતે જમવું. આવું પાપ નાશક નિરજળા એકાદશીનું સંપુર્ણ વ્રત જે કરશે, તે સર્વે પાપથી મુક્ત થઈ ભગવાનના પદને પ્રાપ્ત થશે. આવાં શ્રી વેદવ્યાસજીનાં વચન શ્રવણ કરી ભીમસેન એકાદશીનું વ્રત કરવા લાગ્યો. તેથી એ એકાદશીનું પાંડવ એકાદશી એવું નામ પ્રખ્યાત થયું.

## જેષ્ટ વદની યોગીની નામની એકાદશી.

ધર્મરાજા પુછે છે કે–હે ભગવાન જેષ્ટ શુકલ નિર્જળા એકાદશીનું મહાત્મ્ય મેં શ્રવણ કર્યું, જેષ્ટ કૃષ્ણ એકાદશીનું નામ શું ? હે મધુસુદન ! તે કૃપા કરીને કહો. આવા ધર્મરાજાના પ્રશ્નને શ્રવણ કરી ભગવાન શ્રી કૃષ્ણ કહે છે કે–હે ધર્મરાજા ! વ્રતમાં ઉત્તમ વ્રત તમારી પાસે કહું છું સકળ પાપને ક્ષય કરનાર, અને ભક્તિ તથા મુક્તિ આપનાર એવું જેષ્ટ કૃષ્ણ પક્ષની યોગીની નામની એકાદશીનું વૃત છે. તે મહાપાપનો નાશ કરનાર અને સંસાર સમુદ્રમાં ડુબેલાને પાવન કરનાર તથા ત્રણ જગત્માં સારભુત છે. હે–નરાધિપ ! તેમાં પાપને હરણ કરનારી પ્રાચીન કથા હું કહું છું. અલકાપુરીના અધીપતી કુબેરજી શીવપુજન કરવાવાળા હતા. અને તેના પુષ્પ લાવનારો હેમમાળી નામે સેવક હતો. તે સેવકની સ્ત્રી ઉત્તમ સ્વરૂપવતી વિશાલાક્ષી નામે હતી. તે તેની સાથે સ્નેહથી કામપાશથી વશ્ય થયેલો હતો. એક સમય તેણે માનસરોવરમાંથી પુષ્પો લાવી કુબેરને ઘેર ન પહોંચાડતાં પત્ની સાથે પ્રેમ યુક્ત થઇ ઘેર રહ્યો. હે રાજા ! કુબેર દેવ મંદિરમાં શીવપુજન કરતા હતા તેમણે મધ્યાન કાળ સુધી પુષ્પોની વાટ જોઇ. અને તે હેમમાળી તો પોતાને ઘેર પોતાની સ્ત્રી સાથે રમણ કરવા લાગ્યો. ઘણો સમય

થતાં કુબેરે કોપયુક્ત થઈ કહ્યું કે હે યક્ષ ! હજુ સુધી દુરાત્મા હેમમાળી કેમ ન આવ્યો ? તેનો તપાસ કરો આ પ્રમાણે વારંવાર કુબેરે કહ્યું, ત્યારે યક્ષોએ તપાસ કરીને કહ્યું કે—હે મહારાજ ! તે તો સ્ત્રી સાથે કામાસક્ત થઈ પોતાની ઈચ્છાથી ઘેર રમે છે આવાં યક્ષોનાં વચન શ્રવણ કરી કુબેરને ઘણો વેંમ પડયો અને કહ્યું કે તેને તુરત લાવો. એટલામાં ઘણો કાળ થઇ ગયો એવું જાણી ભયથી આંખ્યો વ્યાકુળ થએલી એવો તે હેમમાળી આવીને નમસ્કાર કરી કુબેરના સન્મુખ ઉભો રહ્યો. તેને જોતાં જ કુબેર ઘણો કોપાવિષ્ઠ થયો તેની આંખ્યો લાલ થઈ ગઈ તથા કોપથી તેના હોઠ ફરકવા લાગ્યા અને કહ્યું કે—હે મહાપાપી ! દુષ્ટાચારી તે દેવનું અપમાન કર્યું એ માટે તું કોઢી થઈને સ્ત્રી વિયોગી થઇશ હવે તું મારા સ્થાનમાંથી નિચ સ્થાનમાં જા. આ પ્રમાણે કુબેરનું બોલવું થતાં તે તે સ્થાનમાંથી પડયો અને આખે શરીરે કોઢ થયો તેથી ઘણો જ દુઃખી થયો. તે એવો તો ઘોર અરણ્યમાં પડયો કે—ત્યાં તેને કાંઈ ખાવાનું મળે નહિ. પીવાને પાણી મળે નહિ. તેથી તેને દીવસે સુખ થાય નહિ અને રાત્રે નિંદ્રા પણ આવે નહિ. શિયાળા અને ઉનાળાના દીવસમાં એને ઘણુંજ દુઃખ વેઠવું પડે, પણ શીવપુજનના પ્રભાવથી એની સ્મૃતિ નષ્ટ થયેલી ન હતી. પાપથી વ્યાપ્ત થયેલો પણ પુર્વ કર્મ જાણતો હતો

આ પ્રમાણે ફરતો ફરતો તે હેમાદ્રિ પર્વત ઉપર આવ્યો. ત્યાં જેનું આયુષ્ય બ્રહ્મદેવના સાત દીવસનું છે, અને જે મુનિમાં શ્રેષ્ટ તથા તપના સાગર એવા માર્કંડેય ઋષીને જોયા, પછી બ્રહ્મસભા સદૃશમાં તે પાપકર્મ કરવાવાળો હેમમાળી નમસ્કાર કરી ઉભો રહ્યો ત્યારે ઋષી શ્રેષ્ટ માર્કન્ડેય મુનિએ તેને જોઇ પરોપકાર માટે પાછો બોલાવી પુછયું. કે તું કુષ્ટી થઇ નિંદ્ય કેમ થયો ? આવો માર્કન્ડેય રૂષિનો પ્રશ્ન શ્રવણ કરી તે બોલ્યો કે–હે મહારાજ ! હે મુનીશ્વર ! ! હું હેમમાળી નામનો કુબેરનો સેવક છું. હું નિત્ય માનસરોવરમાંથી પુષ્પ લાવી શીવપુજન સમયે કુબેરને આપતો હતો. એક સમય મારાથી તે કાળમાં અંતર થયો. કારણ કે હું કામ વ્યાકુળ મનથી સ્ત્રી સૌખ્યમાં સક્ત થયો. તેથી રાજાના રાજા જે કુબેર તેમણે ક્રોધથી મને શાપ આપ્યો. તેથી સ્ત્રી વિયોગી હું કુષ્ટી થયો અને મારા કાંઇક શુભ કરમના યોગે તમારી પાસે પ્રાપ્ત થયો. સત્પુરૂષોનું ચિત્ત પરોપકારમાં જ આસક્ત રહે છે. એવું જાણી પાપી એવો જે હું તેને પ્રાયશ્ચિત્ત કહો. માર્કંડેય ઋષિ કહે છે–હેમમાલી ! તું મારી પાસે ખરૂં બોલ્યો, જુઠું બોલ્યો નહિ માટે તને શુભ વરતનો ઉપદેશ કહું છું જ્યેષ્ટના કૃષ્ણ પક્ષમાં યોગીની નામની એકાદશી છે તેનું તું વ્રત કર તે વ્રતના પ્રભાવમાંથી કુષ્ટત્વમાંથી મુક્ત થઇશ આવાં માર્કન્ડેયનાં વચન શ્રવણ

ફરી તેણે સાસ્ટાંગ નમસ્કાર કર્યા ઋષિએ તેને ભોંયપરથી ઉઠાડયો તેથી તે ઘણોજ હર્ષ પામ્યો. માર્કન્ડેયના ઉપદેશથી તેણે તે ઉત્તમ વ્રત કરયું તે વ્રતના પ્રભાવે તે દેવરૂપ થયો અને તે સ્ત્રી સહ ઉત્તમ સુખ ભોગવવા લાગ્યો. શ્રીકૃષ્ણ કહે છે કે—હે ધર્મરાજા! આવા પ્રકારનું યોગિની વ્રત તમને કહ્યું. અઠયાસી હજાર બ્રાહ્મણોને ભોજન આપવાથી જે ફળ પ્રાપ્ત થાય છે. હે રાજા! મહાપાપને નાશ કરનારી અને મહાપુણ્ય ફળને આપનારી યોગિની નામની જયેષ્ઠ કૃષ્ણ એકાદશી મેં તમને કહી.



## આષાડ સુદની શયની નામની એકાદશી.

યુધિષ્ઠિર રાજા પુછે કે—હે કેશવ! અષાઢ શુકલ એકાદશીનું નામ તથા વિધિ અને દેવ કોણ છે તે કહો. ભગવાન બોલ્યા કે હે પૃથ્વીપાલન! મહાત્મા નારદ ઋષિએ પ્રશ્ન કરવાથી બ્રહ્માદેવે કહેલી જે આશ્ચર્યકારક કથા છે તે હું તમને કહું છું. નારદજી પુછે છે કે—હે બ્રહ્માદેવ! અષાઢ શુકલ પક્ષની એકાદશીનું નામ શું છે? તે વિષ્ણુની આરાધના કરવા માટે કૃપા કરીને મને કહો. બ્રહ્માજી કહે છે કે હે મુનીશ્રેષ્ટ! હે કલહપ્રિય! તું વૈષ્ણવ છે તેં ઉત્તમ પુછેલ છે. લોકોમાં એકાદશી વગર અન્ય વ્રત નથી સર્વ પાપનો નાશ થવા માટે પ્રયત્ન પુ-

પૈકે જે વ્રત કરવું તે શુકલ એકાદશીનું વ્રત તને કહું છું એકાદશીનું વ્રત પાપનો નાશ કરનારૂં અને પુણ્ય તથા સર્વ કામ આપનારૂં છે તેને જે કરતા નથી તે નરકના ભોગી છે. અષાઢ શુકલા એકાદશી શયની નામથી પ્રસિદ્ધ છે. ભગવાન રૂષિકેશની પ્રાપ્તિ માટે એ ઉત્તમ વ્રત કરવું હે નારદ! એ સંબંધની હું તને પુરાણની શુભ કથા કહું છું કે જે શ્રવણ કરવાથી મહા પાપનો નાશ થાય છે. સુર્યવંશમાં પ્રતાપવાન્ માંધાતા નામે રાજા હતો તે સત્યવાદી અને સાર્વભૌમ્ય હતો. તે ધર્મિ હતો. તે ધર્મથી પુત્રવાન્ પ્રજાનું પાલન કરતો હતો. તેના રાજ્યમાં આધીન-મનની ચિતા, વ્યાધિ રોગ અને દુર્ભિક્ષ ન હતો તેની પ્રજા નિર્ભયપણે ધનધાન્યથી યુક્ત હતી. તેના ભંડારમાં અન્યાયથી ઉપારજીત કરેલું દ્રવ્ય ન હતું તેણે ઘણા વર્ષ પર્યંત રાજ્ય કર્યું એક સમય તે રાજાના કોઈ પાપના પરિણામથી તેના રાજ્યમાં ત્રણ્ય વર્ષ વરસાદ ન વરસવાથી કાળ પડયો તેથી તેની પ્રજા ઉદ્વેગ અને ક્ષુધાપીડિત થઇ. તે સમય સ્વાહુકાર, સ્વધાકાર અને વષ્ટાર ઇત્યાદિ યજ્ઞ તથા વેદાધ્યન વિગેરે કર્મ બંધ થયાં કેમકે અનાજ ન હોવાથી આખો દેશ પીડીત થયો. તેથી સર્વ પ્રજાએ રાજા પાસે આવી કહ્યું કે-હે રાજા! પ્રજાહિતના વચનને શ્રવણ કરો. પુરાણમાં ઋષિજનોએ ઉદકને એવું કહેલું છે. તે ઉદક ભગવાનને રહે-

વાનું સ્થળ છે. તેથી ભગવાનને નારાયણ કહે છે. તે પર્જન્ય રૂપી ભગવાન વિષ્ણુ અંતર્યામી છે તેજ વૃષ્ટિ કરે છે. તેથી અનાજ થાય છે. અને તે અનાજથી પ્રજા જીવે છે હે નૃપશ્રેષ્ટ! તે પુન્યનો અભાવ થવાથી અન્ન વગર સર્વ પ્રજા મરણ પામે છે. માટે તેમનો નિર્વાહ થાય કે તેથી પ્રજા જીવે એવું કાંઇ કરો. એવાં પ્રજાનાં વચન શ્રવણ કરી રાજા બોલ્યો કે-હે પ્રજા જન! તમે સત્ય કહ્યું અસત્ય બોલ્યા નથી. અન્ન બ્રહ્મ છે. અને અન્નથીજ પ્રાણી જીવે છે. અન્નથીજ પ્રાણી ઉત્પન્ન થાય છે ચાલે છે એવું ઘણાં પુરાણોમાં મેં સાંભળ્યું છે અને રાજાના અનાચારથી પ્રજા દુઃખ પામે છે, એવું સાંભળ્યું છે હવે હું એનો ઘણો વિચાર કરૂં છું પણ મેં શું દોષ કરેલો છે તે જણવામાં આવતો નથી. તો પણ પ્રજાના હિતાર્થ હું યત્ન કરૂં છું એમ કહી થોડુંક સૈન્ય સાથે લીધું. અને ભગવાનને નમસ્કાર કરી ઘોર અરણ્યમાં ગયો. ત્યાં તપ કરનારા મોટા મોટા રૂષિઓના આશ્રમ જોવા માંડયા તે રાજાએ ફરતાં ફરતાં દિશાઓને પ્રજ્વલિત કરતો જાણે બીજા બ્રહ્મા હોય નહિ તેવો બ્રહ્માનો પુત્ર અંગિરસ જોયો તેને જોઇ હર્ષ પામેલા રાજાએ વાહન ઉપરથી નિચે ઉતરી સાષ્ટાંગ નમસ્કાર કર્યા. અને હાથ જોડી ઉભો રહ્યો અંગિરસ રૂષિએ આશીર્વાદ આપી તેમનું તથા રાજ્યનું કુશળ વર્તમાન પુછયું. રાજાએ સર્વ વૃતાંત

નિવેદન કરી અને નમ્રતાથી ઋષિને કુશળ પુછ્યું. પછી રૂષિએ રાજાને વનમાં આવવાનું કારણુ પુછ્યુ તેથી તે મુનિ શાર્દુલને માંધાતા રાજાએ વનમાં આવવાનું કારણુ કહ્યું કે ભગવાન અંગિરસ! હું ધર્મ વિધિથી પ્રજાનું પાલન કરતો હતો છતાં અનાવૃષ્ટિ પ્રાપ્ત થઇ. એનું કારણુ હું જાણુતો નથી એ સંશયના નિરાકરણુ માટે તમારી પાસે આવ્યો છું માટે યોગ્ય ક્ષેમ વિધાનથી પ્રજાનું કલ્યાણુ કરવું આવાં રાજાનાં વચન શ્રવણુ કરી અંગિરસ બોલ્યો કે-હે રાજા! યુગમાં ઉત્તમ એવો કૃતયુગ છે. આ લોકો બ્રહ્મપરાયણુ છે અને ચતુર્થ ધર્મ છે. આ યુગમાં બ્રાહ્મણુને તપ કરવાનો અધિકાર છે અન્ય ધર્મને નથી એવું છતાં પણુ હે રાજા! તારી રાજધાનીમાં કોઇ ક્ષુદ્ર તપ કરે છે. તેના અકાર્ય કારણુથી મેઘવૃષ્ટિ કરતા નથી. માટે તું તેના વધનો યત્ન કર. તેથી દોષ શાન્ત થશે. રાજા કહે કે-એ તપ કરવાળાને અપરાધ વગર હું મારવાનો નથી માટેજ ઉપસર્ગનો નાશ થવા વિષે કાંઈ ધર્મનો ઉપદેશ કરો. આવાં રાજાનાં વચન શ્રવણુ કરી રૂષિ બોલ્યા કે-હે રાજા! તારી એવી ઇચ્છા છે. તો તું અષાડ શુકલ એકાદશી શયની નામની છે તેનું વ્રત કર. એટલે તે વ્રતના પ્રભાવથી સાવર ઉત્તમ વૃષ્ટિ થશે એ એકાદશી સર્વ સિધીને આપનારી અને સર્વ ઉપદ્રવનો નાશ કરનારી છે. માટે હે નૃપ! પ્રજાવર્ગ સહ એ વ્રત કરાય. આવાં અં-

ગિરસ ઋષિનાં વચન શ્રવણ કરી રાજા પોતાની રાજધાનીમાં ઘેર આવ્યો અને અષાઢ માસ આવતાં પોતાની ચાતુર્વર્ણ પ્રજાસહ શયની એકાદશીનું વ્રત કર્યું તેથી મેઘ વૃષ્ટિ થઇ અને પૃથ્વી જળપુર્ણ થઇને ધાન્યથી શોભવા લાગી ભગવાન ઋષિકેશની કૃપાથી પ્રજા સુખી થઈ, એ માટે એ ઉત્તમ વ્રત કરવું. આ ભક્તિ, મુક્તિ અને લોકને સુખ આપનાર વ્રતનું મહાત્મ્ય પઠન અગર શ્રવણ જે કરશે તે સર્વ પાપથી મુક્ત થશે હે રાજા ! એ એકાદશીનું શયની પણ નામ છે. વિષ્ણુની કૃપા માટે એનું શયન નામનું વ્રત મોક્ષેચ્છાવાળાએ કરવું. હે રાજશાર્દુલ ! ચાતુર્માસ વ્રતનો આરંભ એ એકાદશીથી થાય છે ધર્મરાજા કહે છે હે ભગવાન ! શ્રી વિષ્ણુનું શયની વ્રત કઈ રીતે કરવું તે કૃપા કરીને ચાતુર્માસ્ય વ્રતોત્સવ કહો. શ્રી કૃષ્ણ કહે છે કે-હે ધર્મરાજ ! ગોવીંદ શયનીવ્રત ચાતુર્માસ્ય વ્રતોત્સવ તમને કહું છું તે શ્રવણ કરો. કર્ક સંક્રાતે અષાઢ શુકલ એકાદશીને દીવસે જગતના સ્વામી મધુસૂદન તેને સુવાડવા અને તુલા સંક્રાંતિને દીવસે તે હરીને ઉઠાડવા પુરૂષોતમ માસ આવે તો તેમણે પ્રવિધિ કરવો. એ વગર હરિ ભગવાન્ કદી પણ સુવાડવા કે ઉઠાડવા નહિ. અને અષાઢ શુકલ એકાદશીને દીવસે ઉપવાસ કરવો. હે યુધિષ્ઠિર ! ચાતુર્માસ્ય વરતોનો સંકલ્પ કરી ભગવાન વિષ્ણુની પ્રતિમા સ્થાપન કરવી. જેના હાથમાં શંખ ચક્ર ગદ

અને પદ્મ જેઓનાં આયુધ છે. તથા જેણે પીળાં વસ્ત્ર પહેરેલાં છે. એવા પ્રતિમારૂપ વિષ્ણુને સારો શોભીત પલંગ અને તેના ઉપર સારી ગાદીઓ, ઓસીકાં તથા ઉપર શુભ્ર વસ્ત્ર પાથરેલું હોય એવી શય્યા હોય તે ઉપર પોઢાડવા. ઇતિહાસ પુરાણ અને વેદ ભણવાવાળા બ્રાહ્મણે દુધ દહીં ઘી મધ અને ખાંડથી પંચામૃત સ્નાન કરાવવું. હે પાંડવ! પછી ભગવાનને સુવાસિક ચંદન લગાડવું અને સારાં સુવાસિક પુષ્પો, ધુપ અને દીપ વિગેરે વિધીથી પુજન કરી એવો મંત્ર બોલવો–કે હે હૃષિકેશ! શ્રી લક્ષ્મીસહ તમે મારા ઉપર કૃપા કરજો. હે જગન્નાથ! આપે શયન કર્યું તેથી બધું ચરાચર જગત્ સુતું છે હે યુધિષ્ટિર! આ પ્રમાણે પ્રાર્થના કરી તે પર્યંક ઉપર ભગવાનની સ્થાપના કરવી. અને તેના સન્મુખ બેસી વર્ષિક ચાતુર્માસ્યના નિયમ ગ્રહણ કરવા. અને ભગવાન ઉઠતાં સુધી તે છોડવા નહિં. નિયમ ગ્રહણે પ્રાતઃકાળે સ્નાન, સંધ્યા વિગેરે નિત્ય કર્મ કરી પ્રાર્થના કરવી કે, હે ભગવાન! હું આ શુદ્ધ નિયમ ધારણ કરૂં છું તો તમે મારી પાસેથી નિર્વિઘ્ન કરાવો, આ પ્રમાણે નમ્ર થઇ શુદ્ધાન્તઃકરણથી પ્રાર્થના કરવાથી, સ્ત્રીઓ અથવા પુરૂષોને ધર્મ સંપાદન થશે. ચાતુર્માસ્ય વ્રતો કરવાં આ બધા નિયમો દંતધાવન વિધી-પુર્વક ગ્રહણ કરવા. વ્રતારંભકાળ ભગવાન વિષ્ણુએ પાંચ કહેલા છે. ચાતુર્માસ્ય વ્રતોનો આરંભ અષાઢ માસમાં,

એકાદશી, દ્વાદશી પોર્ણીમા તથા અષ્ટમી અને જે દિવસે કર્ક સંક્રતિ હોય તે દિવસે એવા અકાળમાં યથાવિધિ વ્રતના નિયમ કરવા. પછી તે વ્રતો ચાર માસ કરી, કારતીક શુકલ એકાદશીને દિવસે સમાપ્ત કરવાં. શ્રીકૃષ્ણ કહે છે કે-ધર્મરાજા! તે વ્રતોના ફળો તમને જુદાં જુદાં કહું છું હે પૃથ્વીપતે! અષાઢ શુકલપક્ષની એકાદશીને દિવસે ઉપવાસ કરી કાંઇપણ નિયમ કરવા જો નિયમ ન કર્યો હોય તો બાર માસનું પાપ નષ્ટ થતું નથી એ વ્રત ધારણ કરતી વેળાએ ગુરૂ શુક્રના અસ્તોદયનો દોષ નથી ચાતુર્માસના વ્રતારંભ વિષે પડેલેથી ખંડ તિથીનો વિચાર કરવો. વ્યાપ્તી નિર્ણયથી સૂર્ય વ્યાપ્તિની જે તિથી છે તે અખંડ છે એ વિગેરે નિશ્ચય કરી પછી પુરૂષ વા સ્ત્રીએ ચાતુર્માસના વ્રતારંભ કરવો. વરત ગ્રહણ કરતી વખતે સ્ત્રી વા પુરૂષ શુદ્ધ હોય તેને દોષ નથી. ચાતુર્માસમાં એક વરત કરનારો નર સર્વ પાપથી મુક્ત થાય છે, દેવ અને પિતૃ કર્મ અને અસંક્રાંત માસ વરજ કરવો. બુદ્ધિમાન નરે પાપરૂપ અશૌચ વરજ કરવું પ્રતિવરષે ભગવાન હરિનું સ્મરણ કરી જે વરત કરે છે. તે દેહ તે સૂર્ય સદૃશ તેજસ્વી વિમાનમાં બેસી વિષ્ણુલોકમાં જાય છે. અને પ્રલયકાળ થતાં સુધી ત્યાં આનંદપુર્વક રહે છે જે દેવમંદિરમાં રોજ પાણીના છંટકાવ કરી, છાણથી લીપીને ચિત્ર-વિચિત્ર રંગાવલી કાઢવાનું એવું વરત ચાર માસ સુધી

કરશે અને હે નરશ્રેષ્ટ! સમાપ્તિના સમયે યથાશક્તિ બ્રાહ્મણ ભોજન કરશે. તે સાત જન્મ પર્યંત ધર્મ પરાયણ બ્રાહ્મણ થશે. દુધ, દહીં, ઘી મધ અને ખાંડ એવા પંચામૃતથી બાર માસ સુધી જે ભગવાનને વિધિપુર્વક નવરાવશે. તેમને વિષ્ણુની સરૂપતા મુક્તિ પ્રાપ્ત થતાં એ અક્ષય સુખ મેળવશે. રાજાએ બ્રાહ્મણને દેવ જાણી શક્તિવડે સુવર્ણ દક્ષિણા અને ફળસહ પૃથવિનું દાન કરવું તેથી તેને સ્વર્ગના ઇન્દ્ર પ્રમાણે અત્રે ભોગ પ્રાપ્ત થશે. અને તે નિઃસંદેહ વિષ્ણુ લોકમાં જશે. જે કોઇ નૈવેદ્ય સાથે સુવર્ણ પુષ્પ દેવને સમર્પણ કરશે અને ગંધ અક્ષત તથા પુષ્પ વિગેરેથી દેવ બ્રાહ્મણની ચાર માસ સુધી પુજા કરશે , તે અક્ષય સુખ પામી સ્વર્ગમાં જશે. ચાર માસ પર્યન્ત તુળસીથી હરિનું પૂજન કરી સુવર્ણની તુળસી કરીને બ્રાહ્મણને અર્પણ કરશે, તે સોનાના વિમાનમાં બેસીને વૈકુંઠમાં જશે. જે ભગવાનને ગુગળનો ધુપ અને દીપ અર્પણ કરશે, તે શ્રીમંત થઇ સકળ ભોગ અને શ્રીમાન ભોગવશે હે મહા બુદ્ધિ રાજા તેણે વ્રત સમાપ્તિ વેળાએ ભૂમી અને દીપદાન કરવું. ભગવાન વિષ્ણુને અથવા પીપળાને ચાર માસ સુધી પગથી વા દંડવતથી પ્રદક્ષિણા કરાવી એ પ્રદક્ષિણા ના ચાર પ્રકાર છે. પગ પાસે મુકીને, હાથ જોડીને, ભગવાનની સ્તુતિ કરી અને રૃદયમાં ધ્યાન કરીને આ પ્રકારે ચટુરંગ પ્રદક્ષિણા કહેવાય છે.

સાયંકાળે બ્રાહ્મણના આંગણામાં અને દેવાલયમાં દીવા કરવા અને વરત સમાપ્તિ વખતે તેલ, વસ્ત્ર અને સુવર્ણસહ દીપદાન કરવું. ચાર માસ સુધી જે ભગવાનને પંખો કરશે, તે આ લોકમાં તેજસ્વી થઇને અંતે દેવ થઇ ગંધર્વ અને અપ્સરા સેવન કરે એવા વિમાનમાં બેસી સ્વર્ગમાં જશે, વિષ્ણુનું ચરણામૃત પ્રાશન કરશે, તે વિષ્ણુલોકમાં જશે. અને તેને પુનઃ જન્મ લેવો પડશે નહિ. જે એકસો આઠ વખત ગાયત્રી જપ કરશે, તે સર્વ પાપથીં મુક્ત થઇ વિષ્ણુલોકમાં જશે. ગાયત્રીના હાથમાં રૂદ્રાક્ષમાળા પુસ્તક કમળ અને કમંડલુ છે એને ચાર મુખ છે અને તે યશ કરનારને ઘેર રહે છે તથા તે ગાયત્રી દેવી સર્વ લોકના અંતરમાં વાસ કરે છે અને તે નિત્ય છે સકળશાસ્ત્ર જેનું વર્ણન કરે છે તે લોકમાં આવી જ્ઞાન કહે છે એવી ગાયત્રીનો જપ કરવાથી વ્યાસરૂષિ સંતોષ પામે છે અને જપ કરવાવાળો વિષ્ણુલોકમાં જાય છે એવું ઉદ્યાપન શાસ્ત્રનું પુસ્તક દાન કરવું દાન કરતી વેળાએ પ્રાર્થના કરવી કે હે ભારતી! સકળ શાસ્ત્રતુલ્ય અને સાત તથા સાક્ષરનું પુસ્તક હું અર્પણ કરૂંછું તે તમે પામો. નિત્ય ધર્મશાસ્ત્રનું અથવા બીજું પુરાણ શ્રવણ કર્યું હોય તો તે પુણ્યવાન ધનવાન સકળ ભોગ ભોગવનારો સત્યવાન, ધર્મવાન, જ્ઞાનવાન, લોક પ્રસિદ્ધ, ઉત્તમ ધર્મ કરનારો અને ઘણા સેવકોથી યુક્ત થશે એવું ઉદ્યાપન વેળાએ

સુવર્ણ અને વસ્ત્રસહ પુસ્તકનું દાન કરવું કોઈ શીવ કિંવા વિષ્ણુના નામસ્મરણનું વ્રત કરશે તેણે તે દેવીની સુવર્ણ મય પ્રતિમા કરાવી સમાપ્તિ સમય આપવી શીવની પ્રતિમા હોય તો એવી પ્રાર્થના કરવી કે હે વૃષારૂઢ પંચવકત્ર પ્રત્યેક મુખને ત્રણ નેત્ર ધારણ કરનારા કપાલ શુળ અને ખટ્વાંગ ધારક ચંદ્રમૌલી હે સદાશીવ ! હે ઇશ ! આપ દેવ છતાં દેવના અમૃતનો ત્યાગ કરી વિષયપાન કર્યું તથા લોકહિતાર્થ અસુરનાં ત્રણ પુરને એક બાણથી બાળી નાંખ્યાં હે મારા પ્રભો ! તમારાં દાનથી હું ઘણો પુણ્ય-વાન, દોષમુક્ત અને ગુણનું ગૃહ થઈશ. એમ કરી હે દેવ શ્રેષ્ઠ ! હું તમારે શરણ આવ્યો છું, માટે મને પ્રસન્ન થાઓ, જે કોઈ પ્રાતઃકાળે નીત્યક્રિયા કરી સૂર્ય મંડળમાં વાસ કરનારા ભગવાન જનાર્દનનું ધ્યાન કરીને સૂર્યનારાયણને અર્ધ્યપ્રદાન કરશે તેણે સમાપ્તિ વેળાએ સુવર્ણ, લાલવસ્ત્ર અને ગાય અર્પણ કરવી. તેથી આરોગ્યપણું આયુષ્ય, કીરતી, લક્ષ્મી અને બળ પ્રાપ્ત થશે. ચાર માસ સુધી જે કોઈ પ્રત્યેક દીવસે ભક્તિપુર્વક વ્યાકૃતી મંત્રથી અથવા ગાયત્રી મંત્રથી તલનો હવન રોજ એકસો આઠ કિંવા ફક્ત અઠાવીશ મંત્રથી જપ કરશે તેણે વ્રત સમાપ્તિ સમય બુદ્ધિવાન બ્રાહ્મણને તલનું પાત્ર અર્પણ કરવું તેથી વાણીને મનથી અને દેહથી જોડેલાં પાપથી મુક્ત થશે અને તેને રોગ ન થતાં સારી સંતતી પ્રાપ્ત થશે. તલ

પાત્ર આપતી વેળાએ પ્રાર્થના કરવી કે-હે દેવના દેવ! હે જગત્નાથ!! હે વાંછિતાર્થ ફળ આપનારા!!! હું તિલ પાત્ર અર્પણ કરૂંછું તેથી મારૂં પાપ દુર કરો. જે કોઈ આળસ રહીત ચાર માસ સુધી અન્નનો હોમ કરશે તેણે સમાપ્તી વેળાએ સુવર્ણ અને વસ્ત્રસહ ઘૃત કુંભનું દાન કરવું તેથી આરોગ્ય સારી કાંતી સૌભાગ્ય અને સંતતી પ્રાપ્ત થઈ શત્રુનો ક્ષય થઈને બ્રહ્મદેવ જેવો થશે ચાર માસ સુધી પીંપળાની સેવા કરવાથી સર્વ પાપથી મુક્ત થઈ વીષ્ણુભક્ત થશે તેણે વ્રત સમાપ્તિ વખતે વસ્ત્ર આપવું. તે સુવર્ણ સહ બ્રાહ્મણને આપતાં તેને રોગ થવાનો નથી વીષ્ણુની પ્રીતી કરવાથી તુળશી મસ્તક ઉપર ધારણ કરવાથીજ સર્વ પાપથી મુક્ત થઈ વીષ્ણુલોકમાં જશે હે પાંડવ! ધર્મ તેણે વ્રત સમાપ્તી વેળાએ વીષ્ણુરૂપ બ્રાહ્મણ જાણી તેમને ભોજન આપવું. ભગવાન સુતા પછી એ રૂતુ એટલે ચાર માસ સુધી અમૃતથી ઉત્પન્ન થએલી દુર્વાને શુદ્ધ અંતઃકરણથી માથા ઉપર મુકવી. હે રાજેંદ્ર! ભગવાન લક્ષ્મીપતી સંતોષ પામવા સારૂ દુર્વા મુક્તિ વખતે એવો મંત્ર કહેવો કે હે દુર્વા! તું અમૃતથી જન્મ પામેલી અને સુર અસુરથી વંદીત છે. તો સૌભાગ્ય અને સંતતી આપી મારૂં કાર્ય કરનારી થા હે કુરૂવંશમાં શ્રેષ્ઠ! એવી પ્રાર્થના કરીને વ્રત સમાપ્તિ વેળાએ સુવર્ણની દુર્વાઓના હજસહ સાથકુ કરી વસ્ત્રસહ અને દક્ષિણાસહ બ્રાહ્મ-

ણુને એવા મંત્રથી અર્પણુ કરવી કે–હે દુર્વે ! તું જેવી પૃથ્વી ઉપર લકીતથી શાખાસહુ મોટી થઇ છે તેવું જરા સહિત અને અમર સંતાન મને આપ.

આ પ્રમાણે ચાર માસ સુધી જે કોઈ આલસ્ય રહિત વ્રત કરશે. તેને રોગ અને દુઃખનો ભય થશે નહિ. અને કરેલા પાપથી મુક્ત થઇ પુણ્ય પ્રાપ્ત થશે. તથા અહિં સર્વ ભોગ ભોગવી અંતે સ્વર્ગની પ્રાપ્તિ થશે જે કોઈ નર દેવનો દેવ વિષ્ણું અથવા શંકરનું ગાયન કરે છે. તેને જાગરણ કરવાનું ફળ પ્રાપ્ત થાય છે. વ્રત સમાપ્તિ વેળાએ સુસ્વર ઘંટ દેવને ચડાવવી. અને તે સમય પ્રાર્થના કરવા કે—હે સરસ્વતી ! હે ગુરુની અવજ્ઞા અને અનધ્યાયને દિવસે અધ્યન કરવાથી હે સરસ્વતી ! જગતની સ્વામીણી ! જગતનું જડ હરણુ કરનારી બ્રહ્મકુમારી વિષ્ણુ અને શંકરે વંદ્ય કરેલી ! હે શ્રેષ્ટ મુખવાળી ! તું મારા અંજનમાં ઉત્પન્ન થયેલાં જડ હરણુ કર અને હે લોકને પાવન કરનાર બ્રહ્માણી ! આ ઘંટા નાદથી સંતુષ્ટ થા. જે કોઇ ચાર માસ સુધી મારૂં રૂપ સમજી બ્રાહ્મણુના પગ ધોઈ તે ઉદક પીશે. તેમના, પાણી અને દેહ વિગેરેથી થએલાં પાપમાંથી મુક્ત થઇ વ્યાધીમાંથી મુકત થશે. તેથી તેને ધન તથા આયુશ્યની વૃદ્ધિ થશે. વ્રત સમાપ્તિની વેળાએ બ્રાહ્મણુને બે અથવા એક દુધવાળી ગાય આપવી. એ આપવાની શકિત ન હોય તો

હે ધર્મ રાજા ! બે વસ્ત્ર આપવાં, જે કોઈ બ્રાહ્મણને દેવ-સ્વરૂપ જાણી ચાર માસ સુધી નિયમથી નમસ્કાર કરશે તે કૃત કૃત થઈ તેજ સમય સકળ પાપથી મુક્ત થશે. જે ચાર માસ સુધી પિતાની ભક્તિ કરી વ્રત સમાપ્તિ વેળાએ બ્રાહ્મણને જમાડશે, તેને ધન તથા આયુષ્યની પ્રાપ્તિ થશે ચૌદ માસ સુધી સંધ્યાદેવીનું આરાધન કરી સમાપ્તી વખતે બ્રાહ્મણને ઘૃતકુંભ, બે વસ્ત્ર તલ અને ઘંટા અર્પણ કરશે તે વિદ્યાનું તત્વ જાણનારો વિદ્વાન થશે જે પિળા ઘાસને ચાર માસ ભક્તિ વડે સ્પર્શ કરી નમસ્કાર કરશે, તેને સમાપ્તિ વેળાએ અલંકાર સહ ગાય અથવા પૃથ્વી અર્પણ કરવી. તેથી દીર્ઘાયુ પ્રતાપવાન અને સાર્વભૌમ રાજા થશે. તથા દાનશીલ. સત્યનો આરંભ કરનારો. શત્રુથી વરજીત રૂપવાન અને ભાગ્ય સંપન્ન એવો થઈ અક્ષય સુખ પામશે. અને શરીર ઉપર જેટલાં રૂવાડાં છે તેટલાં વરસ સુધી ઇંદ્ર સમાન સ્વર્ગમાં વાસ કરશે, જે નિયમથી ગણપતિ અથવા સુર્યને નમસ્કાર કરશે, તો આયુશ્ય, આરોગ્ય એશ્વર્ય, અને ઉત્તમ કાંતિ પ્રાપ્ત થશે. અને ગણપતીની કૃપાથી ઇચ્છિત ફળ પ્રાપ્ત થશે તથા સર્વત્ર વિજય થશે, એ નિઃસંદેહ છે. વ્રત સમાપ્ત વેળાએ સિંદુર અને અરૂણ જેવી પ્રભાનો સુવર્ણનો સૂર્ય કરી સર્વ કામનાની સિદ્ધિ માટે બ્રાહ્મણને અર્પણ કરવો. હ્રદય, આંખ, દૃષ્ટિ, મન, વાણી, હાથ, પગ અને ઘુંટણ એટલાથી ક-

રેલા નમસ્કારને સાષ્ટાંગ નમસ્કાર કહે છે, એવા સાષ્ટાંગ નમસ્કાર જે પૃથ્વી ઉપર કરશે તેને સો યજ્ઞ કરવાથી ન મળે એવી ગતિ પ્રાપ્ત થશે. જે કોઈ ત્રણ ઋતુમાંના ચાર માસ સુધી શિવજીની પ્રીતિને અર્થે રૂપું આપશે, અથવા પ્રત્યેક દિવસે પોતાની શક્તિવડે ત્રાંબું અર્પણ કરશે તેને શિવભક્તિ કરવાવાળા તેજસ્વી પુત્ર થશે. રૂપુ-દાન કરવાવાળાને તેજસ્વી પુત્ર થશે. રૂપુંદાન કરવાવાળાએ વ્રત સમાપ્ત વેળાએ મધથી ભરેલું રૂપાનું વાસણ આપવું. તામ્રદાનવાળાએ ગોળ ભરીને ત્રાંબાનું પાત્ર આપવું. ત્રાંબુ પુષ્ટિ કરનાર, સર્વ દેવને પ્રિય, શુભ, સર્વ સ્થળે સંરક્ષણ કરનારૂં અને એનાથી શાંતિ પ્રાપ્ત થાય છે. જે કોઇ ભગવાન સુતા પછી બે વસ્ત્ર અને તલસહ શક્તિવડે સુવર્ણનું દાન કરશે, તે પાપથી મુકત થશે, અને અહિ અનેક ભોગ ભોગવીને અંતે શિવપુરીમાં જશે. સોનું, રૂપુ, ત્રાંબુ અને ધાન્ય એનું નિત્ય દાન, તથા નિત્ય શ્રાદ્ધ દેવનું, પુજન. એ સર્વ દક્ષિણા સહ કરવું. જે ચાર માસ સુધી બ્રાહ્મણને લુગડાં દાન વીષ્ણુ પ્રીતિને અર્થે ગંધ પુશ્પથી પુજન કરીને આપશે તેણે લુગડાં સહશય્યા દાન કરવું. કુબેર જેવું ધન પ્રાપ્ત થઈ અક્ષય સુખ પામશે, જે વર્ષાઋતુથી ચાર માસ બ્રાહ્મણને ગોપીચંદન અર્પણ કરશે. તેને ભગવાન લક્ષ્મીપતિ સંતુષ્ટ થઈ મુકિત આપશે જે ગોપીચંદન દેવાંગનને સંલગ્ન થયેલું કેસર, કંકુ

વિગેરેથી યુક્ત અને ગોપીઓની જળક્રીડા વિષે દ્વારી-
કાની માટીથી થયેલું તેને ઋષિઓ પાપ હરણ કરનારૂં
ગોપીચંદન કહે છે, તેથી પ્રયત્નથી ગોપીચંદન આપવું
તેથી વિષ્ણુ વાંછિત ફળ આપે છે, સમાપ્તિ સમય ચારસે
તુલા પરિણામથી બ્રાહ્મણને ગોપીચંદન આપવું. તેનાથી
અર્ધું અથવા એનાથી અર્ધ વસ્ત્ર એને દક્ષિણા સહ
આપવું ભગવાન સૂતા હોય છતાં પણ પ્રત્યેક દીવસ વ્રત
કરનારાએ દક્ષિણાસહ ગોળ વા ખાંડ બ્રાહ્મણને આપવી.
શેરડીનો સાર તથા અમૃતની કાલ ખાંડ છે એવા દાનથી
સૂર્ય સંતુષ્ટ થઈ વાંછિત ફળ આપે છે. આ પ્રમાણે પુર્ણ
વ્રત કરી ઉદ્યાપન કરવું. તે એ પ્રમાણે કે—ત્રાંબાના પત્રો
કરીને પ્રત્યેકમાં આઠ આઠ અથવા અનુકુળતા ન હોય તો
ચાર ચાર ફળો મુકવાં પણ જો દ્રવ્ય ન હોય તો વંચના કરવી
નહિ. આ પત્રો આઠ, ચાર અથવા એક હોવું જોઈએ.
તે પ્રત્યેકમાં ખાંડ ભરી દક્ષિણા પણ તેમાં મુકવી અને
પ્રત્યેક પાત્ર વસ્ત્રથી વેષ્ટણ કરવું. અને ભક્તિથી તે પાત્રો
બ્રાહ્મણને આપવાં વસ્ત્ર સુવર્ણ અને શર્કરાસહ તામ્રપાત્ર,
સૂર્યને પ્રીતિકારક; રોગ અને પાપનો નાશ કરનારૂં, પુષ્ટી,
કીર્તી અને સંતાન "આપનારૂં સર્વ કામ તથા સ્વર્ગ
આપનારૂં આયુષ્ય વધારનારૂં ઉત્તમ છે. તેનું દાન આ-
પવાથી અને સર્વદા કીર્તી પ્રાપ્ત થાય એવી સુર્યની
પ્રાર્થના કરવી. શ્રીકૃષ્ણ કહે છે કે—હે ધર્મરાજા! એવું

વ્રત જે કરે છે, તેનું પુણ્ય ફળ શ્રવણ કર, તે ગાયન વિદ્યાથી સંપન્ન થઈ સર્વ સ્ત્રીઓને પ્રિય થશે રાજ્યની ઈચ્છા કરનારને રાજ્ય, પુત્રની ઈચ્છા કરનારને પુત્ર. દ્રવ્યેચ્છાવાળા દ્રવ્ય અને જે નિષ્કામ વ્રત કરશે તેને મોક્ષ મળશે. ચાર માસ સુધી શાક, ફળ અને મૂળ વિગેરે તે કાળમાં જે મળે તે ભક્તિથી બ્રાહ્મણને જે આપે તથા વ્રત સમાપ્તિ વેળાએ વસ્ત્ર તથા શક્તિ પ્રમાણે દક્ષિણા આપે તે અક્ષય સુખી થઈ રાજયોગી થશે. કંદમૂળ અને પુષ્પ ઈત્યાદિ પ્રકારનાં શાકો, દેવ ઋષિ અને માનવ એઓને તૃપ્ત કરનાર છે. તે હું અર્પણ કરૂં છું. તેથી દેવાદિ કે મારૂં સર્વ કાળ મંગળ કરવું જે ભગવાન સુતા પછી ચાર માસ પર્યન્ત સુંઠ, મરી અને પીપળ સૂર્યની પ્રીતિ માટે બ્રાહ્મણને દક્ષિણાસહ મંત્ર થકી અર્પણ કરશે કે આ કટુમય સર્વ દેહના રોગને હરણ કરનાર છે. માટે વ્રતના દાનથી ભગવાન સુર્યનારયણ મને પામો. એવું વ્રત કરી તેનુ ઉદ્યાપન કરવું. તે એવું કે– સુંઠ, મરી અને પિપળ એ સોનાનાં કરી વસ્ત્ર અને દક્ષિણા સહ બુદ્ધિમાન વિદ્વાન બ્રાહ્મણને આપવાં. આ પ્રમાણે જે વ્રત કરશે તે સો વર્ષ સુધી જીવતો રહીને તેને ઈચ્છિત ફળ પ્રાપ્ત થશે. અને અંતે તે સ્વર્ગમાં જશે, હે પૃથ્વીપતી! ધર્મરાજ!! જે કોઈ સારા બુદ્ધિવાન બ્રાહ્મણને ચાર માસ સુધી મોતીનું દાન કરશે. તે અન્નવાન,

કીર્તીવાન અને ધનવાન ચાતુર્માસમાં પ્રત્યેક દિવસે ઘીથી ઘડો ભરીને વસ્ત્રથી વેષ્ટન કરી દક્ષિણા અને ફળ સહ સુવાસીની સ્ત્રીને લક્ષ્મી જાણી ગંધ, પુષ્પથી તેનું પુજન કરી તાંબુળ અથવા ફળ સહ ભગવાનને નમસ્કાર કરી અર્પણ કરશે. અને વૃત્તાંત દંપત્યને સુક્ષ્મ એટલે હલકુ વસ્ત્ર અને અલંકાર આપી જાઈના પુષ્પથી દંત્યનુ પુજન કરશે તેને એવું કરવાથી ભગવાન માધવ પુરૂષને સ્ત્રી લક્ષ્મી આપે છે. તથા સ્ત્રીને ઉત્તમ પુરૂષ આપે છે. જે કોઈ ચાતુર્માસ જીતેન્દ્રિય થઈ અથવા તાંબુળ ખાવાનું વરજ કરી બ્રાહ્મણને તાંબુળ દાન આપશે તેણે સમાપ્તિ વખતે બે રાતાં વસ્ત્ર તથા એક ઘડો દક્ષિણાસહ અર્પણ કરવો. તે ઘણો સૌન્દર્યવાન, શક્તિવાન, જ્ઞાનવાન, અને રોગ વરજીત થશે. અને તેનો કંઠ રાતો થશે. તથા તેને ગંધર્વત્વ પ્રાપ્ત થતાં સ્વરગમાં જશે, તાંબુળ કલ્યાણકારક લક્ષ્મીકારક અને બ્રહ્મા, વિશ્નુ તથા શિવાત્મક છે; એનું દાન કરવાથી બ્રાહ્મદિ દેવ મને ઘણી લક્ષ્મી આપે સોપારી બ્રહ્મા, પાન વિષ્ણુ અને ચુનો સાક્ષાત શંકર છે. એનું દાન કરવાથી મને ભાગ્ય અને સમ્પદા પ્રાપ્ત થાઓ. નાગરવેલના પાનથી યુક્ત અને ભાગેલી સોપારીથી પુરિત, ચુનો, કાથો. જાવંત્રી, જાયફળ એલચી, લવિંગ ઈત્યાદિ પદારથ યુક્ત તાંબુલ ગંધર્વ તથા અપ્સરાઓને પ્રીતિકારક છે. તો તારી કૃપાથી તું મને કનકમય કર. ચાતુ-

મસ્ય વ્રત કરવાવાળાએ સુવાસિની તથા બ્રાહ્મણને લક્ષ્મી તથા ગારીરુપ માની હરિદ્રા ભરીને દક્ષિણાસહ પાત્ર, આપીને કહે હે દેવી! તું મને પ્રસન્ન થા એમ કહી. ભક્તિ સહ અર્પણ કરવું તેથી અત્યંત સુખની પ્રાપ્તિ થાય છે, અને તેથી અક્ષય સાભાગ્ય, ધાન્ય, ધન, શ્રીમાનપણું અને લાવણ્ય રૂપ પ્રાપ્ત થઈ દેવી લોકમાં પુજ્ય થશે, ચાતુર્માસમાં પ્રત્યેક દિવસે શંકર, પારવતીના ઉદ્દેશથી બ્રાહ્મણનું દાંપત્ય પુજન કરી તેને શક્તિ પ્રમાણે દક્ષિણા ઉમામહેશને પ્રાપ્ત થાય એવું કહીને જે અર્પણ કરશે તેણે ઉદ્યાપન વેળાએ ઉમાવરની સુવરણની પ્રતીમા કરી બ્રાહ્મણને અર્પણ કરવી ચાર માસ સુધી ગાય અને બળદની પુજા કરી તેને ગળ્યું ખવરાવશે તેનું પુન્ય ફળ શ્રવણ કર. સાભાગ્ય, પુરણ આયુશ્ય, અવિનાશ સંપત્તિ, તથા સધનતાની કીર્તિ વ...ન વૈભવથી થશે અને આ લોકમાં સરવ કામ ભોગવી અંતે શિવપુરીમાં જશે, ત્યાં રહી સુખ ભોગવશે થોડું પુણ્ય રહ્યા પછી મૃત્યુ લોકમાં આવી રાજા થશે. ચાર માસ સુધી આળસ રહિત ફળદાન કરશે. તેણે વ્રત સમાપ્તિ વેળાએ જે સારાં ફળ હોય તે બ્રાહ્મણને અર્પણ કરવાં, તેથી સરવ મનારથ અને વચનસીદ્ધી થાય એવી સંતતિ પ્રાપ્ત થશે. તથા ફળદાનના માહાત્મ્યથી નંદનવનમાં આ- વાસ કરશે પુષ્પદાનનું વ્રત કર્યું હોય તો સુવરણનું પુષ્પ આપવું. તેથી પરમ સાભાગ્ય પ્રાપ્ત થઈ ગંધરવપદ પ્રાપ્ત

થશે. ભગવાન સુતા હોય ત્યારે ચાર માસ સુધી આળસ રહિત એકાદશી વગર નિત્ય વામનના ઉદેશથી દધિમિશ્રિત સુવાસિક ષડસ અન્નવડે બ્રાહ્મણ ભોજન અથવા અર્પણ કરશે. તેણે ગ્રહણના દિવસે ગ્રહણ સ્પર્શ થયા પહેલાં આપવું, નિત્યદાન આપવાની શક્તિ ન હોય તો પંચ પરવને દિવસે આપવું તે પરવ ચોદશ, આઠમ, અમાસ પુનમ અને પ્રત્યેક રવિવાર તથા શુક્રવારે દાન કરવું. ઉભય પક્ષની દ્વાદશીને દહાડે પણ અવશ્ય દાન કરવું, એ વ્રતની સમાપ્તિ વેળાએ યથાશક્તિ પૃથ્વી અર્પણ કરવી, ભૂમિદાન ની જો શકિત ન હોય તો સાલંકૃત ગૌદાન કરવું જો એ પણ શકિત ન હોય, તો પોષાક સોનું પાદુક જોડાં અને છત્રી ઈત્યાદિ દાનો કરીએ. બ્રાહ્મણને ભોજન ક્ષત્રિયને જેથી સુખ થાય તે જમીન, અગર ભોજન, શુદ્રને જમીન વીના ગમે તે આપવું. આ દાન અશક્ત બ્રાહ્મણને અને શૂદ્રને સમાન છે. પુર્વે શ્રીશંકરના ઉપદેશથી કુબેરજીએ એ વરત કરેલું છે. જેનું ગૌતમ અને ઇંદ્ર એણે પણ એ વરત કરેલું છે, એ વરતથી અક્ષય અન્ન પ્રાપ્તિ અને પુત્ર પૌત્રાદિ સંતતિ પ્રાપ્ત થાય છે. શરીરબળ, પુરણાયુષ્ય અને શત્રુનો નાશ થાય છે. તથા અત્યંત સ્થીર એવી વિષ્ણુકિત પ્રાપ્ત થઇ વિષ્ણુલોકમાં જાય છે, આરોગ્ય અતુલ્ય રૂપ સંપતિ અને અનંત ફળ આપનારૂં વ્રત છે તથા એનાથી સ્રીને વંધ્યત્વ આવતું

નથી અને નિત્યસાલંકૃત અને દુધવાળી ગાય શકિત પ્રમાણે દક્ષિણા સહ આપવાથી તે સર્વ જ્ઞાન સંપન્ન થાય છે. એવું વૃત કર્યાથી તે બીજાની સેવા ન કરતાં બ્રહ્મલોકમાં જઇ પોતાના પુરવજ સહ અક્ષય સુખ પામે છે. ચાર માસ સુધી નિત્ય પ્રજાપ્રત્ય અર્પણ કરી સમાપ્તિ વેળાએ બે ગૌદાન અને બ્રાહ્મણને ભોજન કરાવે. તે સઉ પાપથી મુકત થઇ સાક્ષાત બ્રહ્મપદને પામે છે. એકાંતર ઉપવાસ વૃત ચાર માસ કર્યું હોય તેણે આઠ હળ આપવાં તે હળ સાથે વસ્ત્ર કાંચન, શય્યા દાસી અને ભોંયમાં હળ ખેંચી શકે એવા બે બળદ આપવા. આપતી વેળાએ શ્રી ભગવાનની પ્રર્થના કરવી કે-હે હરિ! આ સર્વ સમાન સહ હળ દાન આપું છું એથી મને તમે પ્રસન્ન થાઓ, ચાતુર્માશ્ય કંદમુળ અને શાખા વિગેરે ફળ ભક્ષણ જે નર કરે છે. અને વૃત સમાપ્તિ ગોપ્રદાન આપવાથી તે વૈકુંઠમાં જશે. ચાર માસ સુધી પ્રયોવૃત કરવાથી બ્રાહ્મસનાતન પદને પામશે વૃત સમાપ્ત વેળાએ દેવની કથાનું પુસ્તક તથા ઘણા દુધવાળી ગાય અપણ કરવી ચાર માસ સુધી કેળનાં પાંદડાં ઉપર ભોજન કરશે. તેણે બે વસ્ત્ર અને કાંસુ અર્પણ કરવું તેથી સુખ થશે કાંસુ બ્રહ્મદેવ, શિવ લક્ષ્મી સુર્ય. અને વિશ્ણુનું સ્થાન છે, માટે એનું દાન કરૂં છું. તેથી મને શાંતિ થાઓ. જે તેલ લગાડવાનું છોડીને નિત્ય ખાખરાનાં

ચાંદલાં ઉપર જમશે. તે જેમ રૂના ઢગલાને અગ્નિ બાળે છે. તેવું પોતાનું પાતક બાળી નાંખશે, બ્રહ્મહત્યા અને બાળક હત્યા કરનારો મદ્ય પીનારો, અસત્ય બોલનારો સ્ત્રીનો ઘાતી, વ્રત ભંગ કરનારો, વિધવા સાથે ગમન કરનારો ચંડાલાદિની સ્ત્રી સથે ગમન કરનારો તથા વીપ્રની સ્ત્રી સાથે ગમન કરનારો તે સર્વ આ વ્રતથી મુક્ત થાય છે. એ વ્રત સમાપ્તિ વેળાએ બસો છપ્પન તોલાનું કાંસાનું પાત્ર અને અલંકારસહ દુધવાળી ગાયઅર્પણ કરવી જે બ્રાહ્મણને દાન આપવાનું હોય તેને સારાં વસ્ત્રો અને અલંકાર આપવા જે ચાતુર્માસ્ય છાણથી પૃથ્વિ લીપીને નારાયણનું સ્મરણ કરીને તેના ઉપર જમશે તેણે ઘણું જળ પાસે હોય, અને અનાજ ઓરવા જેવી પૃથ્વી અર્પણ કરવી. તથી આરોગ્ય પુન્યસંપતિ અને ધાર્મિક રાજા થશે, તથા શત્રુનો ભય ન થતાં વીશ્નુ લોકમાં જશે. અયાચિત્ર વ્રત કરવું હોય તો દ્રવ્ય તથા ચંદન સમેત બળદ આપવો. અને ષટરસ ભોજન આપવું એથી પરગતીને પામશે. ભગવાન સુતા પછી જે કોઈ નકત ભોજનનું વ્રત કરશે, તેણે સમાપ્તિ સમયે બ્રાહ્મણ ભોજન આપવાથી તે શીવલોકમાં પુજ્ય શોભાયમાન થશે. એક વખત અથવા થોડું ખાવાનું વરત ચાર માસ સુધી કરી ભગવાનનું પુજન કરશે તે સ્વર્ગનો વીભાગી થશે. એની સમાપ્તિ વેળાએ બ્રાહ્મણને ભોજન કરાવી યથાશક્તિ દક્ષિણા આપવી પ્રભુ

સુતા હોય ત્યારે જે ચાર માસ સુધી ભોંય સુવાનું વરત કરે, તેણે શય્યા દાન આપવું તેથી પ્રભુ લોકમાં પુજાશે. ચાર માસ સુધી પગે જે ઘી ચોળે નહિ વરતની સમાપ્તી વેળાએ બ્રાહ્મણને ભોજન આપી તેમના પગ ધોઈ તેને અભ્યંગ કરવું અને શક્તિથી દક્ષિણા આપવી તેથી વૈકુંઠમાં જશે. અષાઢ માસથી ચાર માસ સુધી જે નખ નહિ કાઢે. તે આરોગ્યવાન, પુત્ર સંપન્ન અને ધાર્મિક રાજા થશે. દુધ મધ, ઘી અને ફળ, એ પદાર્થો ગૌરીશંકરના સંતોષ માટે ચાર માસ સુધી જે કોઈ વરત કરશે. તેણે કાર્તિક માસમાં તે પદાર્થો બ્રાહ્મણને અરપણ કરવા. એવું જે વરત કરશે તે શંકર વરતના પ્રભાવથી શીવ લોકમાં જશે. જે કોઇ જવ તથા ભાત ચાર માસ સુધી ફક્ત એજ ખાવાનું વરત કરશે, તે પુત્ર પૌત્ર સહ શિવલોકમાં પુજાશે. જે વીષ્ણુ ભક્ત અંગને તેલ લગાડવું છોડી વર્ષાકાળથી ચાર માસ સુધી પ્રભુ અરચન કરશે તેને વૈકુંઠ પ્રાપ્ત થશે. વરત સમાપ્તિ વેળાએ સોના-સહ કાંસાનું પાત્ર તેલથી ભરીને બ્રાહ્મણને અર્પણ કરવું. ચાર માસ સુધી શાક ખાવાનો ત્યાગ કરશે. તેના પીતૃ તૃપ્ત થઈ તે સમેત વૈકુંઠને પ્રાપ્ત થશે. તેણે વૃત સમાપ્તિ વેળાએ રૂપાનું પાત્ર વસ્ત્રથી વેષ્ટણ કરી, સંઘ, પત્ર અને પુષ્પથી તેનું પુજન કરવું અને તેમાં મુળ, પાન, અંકુર, ફળ, ડાંડુ, ચામડી, લ. સાલ એમાં આઠ જા-

તનાં શાકો મુકી વેદ ભણેલા બ્રાહ્મણનું યથાશક્તિ પુજન કરી, વૃત સાગતાના હેતુથી અર્પણ કરવું એવું કરશે તે શુળ પાણીના પ્રસાદથી શિવ સાયુજ્ય મુક્તિ પામશે. આ પુષ્પ તજી દહી ભોજન કરવાનું વૃત જે આચરણ કરશે તેણે કાર્તિક માસે સોનાના ઘડી કરી વસ્ત્ર સહ બ્રહ્મણને આપવાં. તેથી અશ્વમેઘ યજ્ઞનનું ફળ પ્રાપ્ત થશે એ દાન આપતી વેળાએ ધકંની પ્રાર્થના કરવી કે—ઘઉં સર્વ જંતુને બળ તથા પુષ્ટિ આપનાર છે. અને પિતૃકર્મ તથા યજ્ઞ કર્મ વિષે મુખી છે. એ મને સંપત્તિ આપો અશાઢથી ચાર માસ સુધી રિંગણાં કારેલાં, કોહોળુ અને પંડોળાં અથવા જે જેને ભાવતુ હશે, તે ફળ ખાવાનું છે. કશે તેણે વૃત સમાપ્તિ વેળાએ રૂપાનું તે ફળ કરવું તેના વચમાં રતન મુકવું તેની પુજા કરી યથાશક્તિ દક્ષિણાસહ બ્રાહ્મણને ભક્તિપુર્વક આપવું. અને પોતાના કલ્યાણ માટે દેવનું ધ્યાન કરી પ્રાર્થના કરવી કે હે દેવ મને પામો, એવું કરવાથી દીર્ઘાયુ આરોગ્ય, પુત્ર, પાત્ર, સારૂ રૂપ, અક્ષય સંતતિ અને કીર્તિ પામી સ્વર્ગમાં પુજ્ય થશે. જે ફળનો ત્યાગ કરશે, તે વૈકુંઠમાં પૂજ્ય થશે. તેણે વૃત સમાપ્તિ વખતે સારાં ફળ બ્રાહ્મણને આપવાં શ્રાવણ માસમાં શાક ખાવાં નહિ ભાદરવામાં દહિ ખાવુ નહિ. આસોમાં દુધ અને કાર્તિકે દ્વિદળ—ચણા, તુવેર, વટાણા તથા વાલ વિગેરે ચાર માસમાં ત્યાગ કરવાના પદાર્થો જે કહેલા છે

તેનો ત્યાગ કરવો. પહેલા માસમાં શાકનું અને બીજામાં દહીંનું વૃત કરવું. ત્રીજામાં દુધનું અને ચોથા માસમાં દ્વિદળનું વૃત કરવું. ભુરૂં કોહોળું. ચોળા, મુળા, ગાજર રાય આમળા અને શેરડી, મશુર અને રીંગણાં વગેરે ચાર ખાવાં નહિ. મોટા મોટા રૂષીયો કહે છે કે એ પદાર્થો નિત્ય વર્જ કરવાં, પણ વિશેષે કરીને આમળાં અને આંગલી એ પદાર્થો તો ખાવાજ નહીં. ચાર માસ ભગવાન સુતા હોય ત્યારે જુની આંબલી તથા આંબળાં ખાવાં પલંગ અને ખાટલા ઉપર સુવું નહીં સી સંભોગ કરવો નહિ ઉઋતકાલે એટલે ઋતુકાળે સંભોગ કરવાનો દોષ નથી. મધુવેલ, સરગવાની સીંગો, રિંગણાં કાળીંગડાં, બીલીનાં ફળ ઉંબરાનાં ફળ ચાર માસ સુધી ખાવાં નહીં એ જેના પેટમાં રહે છે, તેનાથી ભગવાન દુર જાય છે, ઉપવાસ, નક્ત, એક ભુક્ત અથા અયાચિત વૃતો કરતાં અને જેનાથી ન થાય તેણે સવાર અને સાંજે અંત્રિત ભગવાનનું પુજન કરવું. એવું કરવાથી તે વૈકુંઠનો વિભાગી થાય છે, ચાર માસ સુધી કોઈ વિષ્ણુનું ગીત ગાશે અગર વગાડશે, તેને ગંધર્વ લોકની પ્રાપ્તિ થશે, અને જે ગોળનો ત્યાગ કરશે, તે મિષ્ટાન ભક્ષણ કરનારો રાજા થશે, અને પુત્ર, પૌત્ર વિગેરે ઘણા આયુષ્યની સંતતી થસે. હે રાજા! ચાતુર્માસ્યમાં તેલનો ત્યાગ કરવાથી સારૂં અંગ થશે, કરડવાનું તેલ ત્યાગ કરશે તેના શત્રુનો નાશ

થશે. મહુડાના તેલનો ત્યાગ કરશે તેને સોભાગ્ય પ્રાપ્ત થશે. કડવું, તિખું, મીઠું અને ઉકાળો વિગેરે રસ એ ચાર માસ સુધી વર્જ કરશે, તેના શરીરની દુરગંધ તથા વિરૂપતાનો નાશ થશે જે પુષ્પાદી ઉપભોગનો ત્યાગ કરશે તે સ્વર્ગમાં ગંધર્વ થશે. યોગાભ્યાસ કરશે, તેને બ્રહ્મ પદ પ્રાપ્ત થશે ચાતુર્માસ્ય તાંબુલ વર્જ કરવાથી રોગ મુક્ત થશે પગે અને માથે તેલ લગાડવાનો જે ત્યાગ કરશે, તે તેજસ્વી અને કુબેર થશે, ચાર માસ સુધી દહી અને દુધનો જે ત્યાગ કરે છે, તેને ગોલોકની પ્રાપ્તી થાય છે. ચાર માસ વાસણમાં રાંધેલું અન્ન જે વર્જ કરશે, તેને આ લોકમાં સુખ પ્રાપ્ત થશે. એકાંતર ઉપવાસ કરવાથી બ્રહ્મલોકમાં પુજ્ય થાય છે. હે રાજા! ચાર માસ સુધી જે નખ અને વાળ રાખશે તે નર અલ્પ સુધી જીવશે એ નિ:સંદેહછે. નમોનારાયણં એ મંત્રનો જપ કરશે તેને અનંત ફળ પ્રાપ્ત થશે. ચાર માસ સુધી ભગવાન્ હરીને જે પ્રદક્ષીણા કરશે તે હંસના વિમાનમાં બેસીને વૈકુંઠમાં જશે, જે ત્રણ્ય રાત સુધી ભોજનનો ત્યાગ કરશે, તે સ્વર્ગમાં દેવ સદ્રશ આનંદ પામશે. જે ચાર માસ સુધી પારકાં અન્નનો ત્યાગ કરશે, તે મનુષ્ય દેવત્વને પ્રાપ્ત થશે, જે ચાર માસ સુધી બ્રાહ્મણને પ્રાજાપત્ય અર્પણ કરશે, તે વિવિધ પાપથી મુક્ત થસે એમાં સંદેહ નથી. ભગવાન સુતા હોય ત્યારે ચાર

માસ વૃપ્ત કુછદી સુછ વ્રતો જશે તેને પુનઃજન્મ લેવો પડશે નહિ. તેવે સ્થળે જશે. હે રાજા ! ચાર માસ સુધી જે ચાંદ્રાયણ વ્રતાચરણ કરશે તે દિવ્ય દેહ ધારણ કરી શીવ લોકમાં જશે. ચાર માસ સુધી જે અન્નાદિ ભોજનનો ત્યાગ કરશે, તે હરીનાં સાયુજ્ય પદને પામશે, કે જ્યાં જવાથી પુનઃજન્મ થતો નથી ચાર માસ સુધી જે ભિક્ષાનું અન્ન ભક્ષણ કરશે તે વિદ્વાન થશે. હે રાજા ! ચાર માસ સુધી જે પયોવ્રત કરશે તેના વંશનો છેદ કદી થશે નહી. હે ધર્મરાજા ! નિત્ય ચાતુર્માસ્ય પંચગવ્ય પ્રાશન કરશે તેને ચંદ્રાયણ વ્રતનું ફળ પ્રાપ્ત થશે. ચાર માસમાં દિવસ પાણી પીવાનો જે ત્યાગ કરશે, તે રોગથી મુક્ત થશે. ભગવાન કહેછે કે–ધર્મરાજા ! એવા પ્રકારનાં વ્રતો કરવાથી ભગવાન કેશવ સંતોષ પામે છે. દુધના સમુદ્રમાં શયન કરનારા ભગવાન જે દીવસે શયન કરે છે અને જે દિવસે ઉઠેછે તે તે બંન્ને દિવસે એટલે અશાડ અને કાર્તિક એકાદશીને દીવસે ઉપવાસ કરે છે. તેને ગરૂડાસન ભગવાન પ્રસન્ન થઇ ઉત્તમ ગતી આપે છે.

—⁂—

## અશાડ વદની કામિકા નામની એકાદશી.

ધર્મરાજા પુછેછે કે–હે ભગવાન ! અશાડ શુક્લપક્ષનું દેવ શયન નામનું વ્રત તમારી કૃપાથી મેં સાંભળ્યું. હે ગોવિંદ વાસુદેવ ! હું તમારે પગે લાગું છું. મને અષાડ કૃષ્ણ

એકાદશીનું નામ કહો, કૃષ્ણ કહે છે કે પુર્વે પિતામહ જે બ્રહ્મદેવ તેને નારદે પુછેલું તે પાપનુ નાશ કરવાવાળુ વૃત્ત હું તને કહું છું તે સાંભળ્ય. બ્રહ્મદેવે નારદને કહ્યું હતું નારદ પ્રશ્ન કરે છે કે–હે ભગવાન! હે કમલનયન! તમારી પાસેથી શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું કે–હે પ્રભો! આષાઢ કૃષ્ણ એકાદશીનું નામ, તેનો વિધિ અને તે એકાદશીને દિવસે કયા દેવનું પૂજન કરવુ. એ કરવાથી શું પુણ્ય મળે છે તે કહો. બ્રહ્મદેવ કહે છે–હે નારદ! લોકનું હિત થવા માટે હું તને કહુ છું તે સાંભળ. આષાઢ કૃષ્ણપક્ષ એકાદશીનું નામ કામીકા છે. એ એકાદશીનું વ્રત શ્રવણ કરવાથી વીજપેય યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. જે કોઇ તે એકાદશીને દિવસે ભગવાન શંખ, ચક્ર અને ગદા ધારણ કરનારા શ્રીધર હરી, વીષ્ણુ, માધવ અને મધુસુદનનું પુજન કરશે, એના નામથી યજ્ઞ કરશે, અથવા એનું નામ સ્મરણ કરશે તેના પુણ્યનું ફળ શ્રવણ કર. ગંગા કાશી નૈમીષારણ્ય અને પુશ્કર વિગેરેથી જે ફળ પ્રાપ્ત થાય નહી તે ફળ એકાદશીને દીવસે વિષ્ણુ પુજનથી પ્રાપ્ત થશે. કેદાર અને કુરૂક્ષેત્રમાં સુર્ય ગ્રહણ સમય સ્નાન દાનાદિ પુણ્યકર્મ કરવાથી જે ફળ પ્રાપ્ત નહી થાય તે ફળ કૃષ્ણપુજનથી પ્રાપ્ત થાય છે. સમુદ્ર તથા વનસહ સર્વ પૃથ્વીનું દાન કરવાથી, અને સિંહસ્થ પર્વણીમાં ગોદાવરીમાં સ્નાન કરવાથી તથા વ્યતીપાતને દિવસે

ગંડકી તીર્થમાં સ્નાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય નહી, તે ફળ એ એકાદશીને દિવસે કૃષ્ણપુજનથી પ્રાપ્ત થશે. કામીકા એકાદશીના વ્રતનું અને ભગવાનના પુજનનું સમાન ફળ છે. વીઆએલી ગાયનું અલંકારસહ દાન કરવાથી પ્રાપ્ત થાય છે, તે ફળ કામીકાનું :વ્રત કરવાથી પ્રાપ્ત થશે. જે ઉત્તમ નર શ્રાવણ કૃષ્ણ એકાદશીને દિવસે શ્રીધર નામની દેવીનું પુજન કરશે, તેને દેવ ગંધર્વ સર્પ અને નાગનું પુજન કરવાનું ફળ પ્રાપ્ત થશે. એ માટે પાપની બીક માનનારાએ સર્વ પ્રયત્નથી કામીકા એકાદશીને દીવસે હરિભગવાનનું પુજન કરવું. જે સંસાર સમુદ્રમાં ડુબેલા અને પાપ કાદવમાં પડેલા હોય તેમનો ઉદ્ધાર થવા માટે એ કામીકા વ્રત સર્વોત્તમ છે. હે નારદ ! તું જાણ કે એ એકાદશી કામીકા વગર પાપહરણ કરનારી બીજી નથી. એવું પ્રથમ હરિએ પોતે કહેલું છે. અધ્યાત્મ વિદ્યાનું અધ્યયન કરવાથી જે ફળ મળે છે, તેનાથી વિશેષ ફળ કામીકા વ્રતનું સેવન કરવાથી મળે છે, કામીકા એકાદશીની રાત્રે જે જાગરણ કરે છે. તેને યમનો ભય તથા દુર્ગતિ થતી નથી અને કુયોની પણ થતી નથી. કામીકાના વ્રતના પ્રભાવે યોગીજનને કૈવલ્ય પ્રાપ્ત થાય છે. માટે સર્વ લોકોએ શુદ્ધાંતઃકરણથી પ્રયત્નથી એ વ્રત કરવું, જે નર તુલસીના પાનથી હરીનું પુજન કરશે, તેને જેમ કમળના પાનને પાણી અડતું નથી તેમ પાપ

સ્પર્શ કરતું નથી એક ભાર સોનું અને ચાર ભાર રૂપું આપવાથી જે ફળ મળતું નથી તે ફળ તુલસીથી ભગવાનનું પુજન કરવાથી પ્રાપ્ત થાય છે. ભગવાન જેવા તુલસીના પુજનથી સંતોષ પામે છે તેવા રત્ન, મોતી, માણેક અને પરવાળાનું દાન કરવાથી પામતા નથી. તુલસીની મંજરીથી ભગવાનનું પુજન કર્યું હોય, તેણે પોતાના જન્માશનું પાપ લખ્યું હોય, ને ભુંશી નાખ્યું એમ સમજવું જેને જોવાથી સર્વ પાપ નાશ પામે છે, સ્પર્શ કરવાથી દેહ પાવન કરે છે, નમસ્કાર કરવાથી રોગનો નાશ થાય છે. પાણી નાખવાથી યમનો નાશ કરે છે, રોપવાથી ભગવાનની પાસે જગા આપે છે, ભગવાનના પગ ઉપર અર્પણ કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, એવી તુલસીને નમસ્કાર કરવા. એકાદશીને દિવસે તથા રાત્રે જે દીપદાન કરે છે. તેના પુણ્યની સંખ્યાને ચિત્રગુપ્ત પણ જાણતો નથી. એકાદશીને દિવસે ભગવાનની સામે જે દીવો બાળે છે, તેના પિતૃ સ્વર્ગમાં રહી અમૃતથી તૃપ્ત થશે. ઘીનો અથવા તેલનો દીવો બાળશે, તે કરોડો દીવાના અજવાળા સાથે સૂર્યલોકમાં જશે. બ્રહ્મદેવ કહે છે કે—હે નારદ! આવો કામીકાનો મહીમા મેં તને કહ્યો. માટે પાપને હરણ કરનારૂં એ વ્રત સર્વેએ કરવું. એ કામીકા એકાદશી બ્રહ્મહત્યા અને ગર્ભહત્યાનો નાશ કરવાવાળી તથા સ્વર્ગસ્થાન આપવાવાળી અને મહા પુણ્યનું ફળ

આપવાવાળી છે એ એકાદશીનું મહાત્મ્ય ભક્તિવડે શ્રવણ કરશે, તે સર્વ પાપથી મુક્ત થઈ વિષ્ણુલોકમાં જશે.



## શ્રાવણ સુદની પુત્રદા નામની એકાદશી.

ધર્મરાજા પુછે છે કે-હે મધુસુદન ! શ્રાવણ શુકલ એકાદશીનું નામ શું છે ? તે કૃપા કરીને કહો. શ્રીકૃષ્ણ કહે છે કે-હે રાજા ! સર્વ પાપને હરણ કરવાવાળી અને જેના શ્રવણથી વાજપેય યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે, એવી કથા હું તમને કહું છું. પુર્વે દ્વાપરયુગમાં માહીષ્મતી પુરીનો મહીજીત નામે રાજા રાજ્યનું પાલન કરતો હતો. તેને પુત્ર ન હોવાથી રાજ્યના સુખને માનતો ન હતો; કેમકે પુત્ર વગરનાને આ લોકમાં અને પરલોકમાં સુખ નથી. તે રાજા પુત્ર સુખની પ્રાપ્તી માટે યત્ન કરતો હતો. ઘણો કાળ ગયો છતાં સુખ આપનાર પુત્ર તેને થયો નહી પછી રાજા પોતાનું શરીર વૃદ્ધ જોઇ ચિંતા કરવા લાગ્યો અને પ્રજાને કહ્યું કે-હે પ્રજાજન ! મેં આ જન્મોમાં તો કાંઈ પાપ કર્યું નથી. તેમજ મારા ભંડારમાં અન્યાય દ્રવ્ય સંપાદન કરેલું નથી. બ્રાહ્મણનું, દેવનું અને ઘણા પાપને આપનારાં બીજા દ્રવ્યને મેં જરા પણ લીધું નથી. તથા ન્યાયથી વિપરીત ચાલ્યો નથી, પુત્રવત પ્રજાનું પાલન કર્યું છે. ધર્મથી પૃથ્વીને જીતી છે. બંધુ અને

પુત્ર જેઓ યોગ્યતાવાળા પણ દુષ્ટ હોય તો તેનો પણ દંડ કર્યો છે, અને મારા શત્રુ પણ જે શ્રેષ્ઠ છે તેનું પૂજન કર્યું છે. આ પ્રમાણે ધર્મપુર્વક હું ચાલતો હતો છતાં હે બ્રાહ્મણોત્તમ ! મને પુત્ર નથી એનું કારણ શું ? તેનો વિચાર કરો. એવું રાજાનું વચન બ્રાહ્મણોએ શ્રવણ કરી રાજાના પુરોહિત અને અન્ય પ્રજાજન રાજાનું હિત થવા માટે મોટા અરણ્યમાં ગયો. અને ત્યાં આમ તેમ ફરતાં એક ઉત્તમ મુનિ જોયા, જે મુનિ અતિ ઘોર તપ કરનારા આનંદરૂપ, નિરામય, આહારનો ત્યાગ કરેલ ક્રોધને જીતેલા ધર્મનાં તત્વને અને સકળ શાસ્ત્રને જાણનારા દીર્ઘાયુ મહાત્મા તથા બ્રહ્મદેવની સામ્યતાવાળા એવા હતા જ્યારે એક કલ્પ જાય, ત્યારે એના અંગ ઉપરનો એક વાળ ખરતો હતો માટે તેનું લોમશ એવું નામ હતું એવા તે ત્રિકાળ જ્ઞાનવાળા મહામુનિને જોઈ સર્વ પ્રજાસહ બ્રાહ્મણને ઘણો આનંદ થયો અને તે સર્વેએ, તેમની પાસે જઈ પોતાની જાતિ વર્ણના અધિકાર ધર્મ પ્રમાણે નમસ્કાર કર્યો, અને વિનયથી નમ્ર થઇ કહેવા લાગ્યા કે અમારા ધન્ય ભાગ્યથી આવા મુનિનું દર્શન થયું લોકોએ નમસ્કાર કર્યો. ત્યારે મુનિએ કહ્યું કે, તમે અહિં શા માટે આવ્યા છો તે કહો. મારા દર્શનથી આનંદ પામી મારી સ્તુતિ કેમ કરો છો ? તમારૂં જે પ્રકારે હિત થશે એવું હું અવશ્ય કરીશ. અમારા જેવાનો જન્મ પરોપકાર

માટેજ છે. એમાં સંદેહ નથી એવાં ઋષીનાં વચન શ્રવણ કરી સર્વ જન બોલ્યા કે–હે મહારાજ! અમારૂં આવવાનું કારણ સાંભળો. સંશયનો નાશ થવા માટે અમે તમારી પાસે આવ્યા છીએ. બ્રહ્મદેવ અને તમારાથી બીજા કોઈ શ્રેષ્ટ નથી એ કામ સારૂ અમો આવ્યા છીએ કે અમારો મહીજીત્ નામે રાજા સાંપ્રત કાળમાં પુત્રહીન છે, હે બ્રહ્મન્! અમે તેની પ્રજા છીએ, જે અમારૂં પુત્રવત્ પાલન કરે છે તે રાજાને પુત્ર વગરનો જોઈ તે દુઃખથી દુઃખી થયા છીએ. અને અમે તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરી આ અરણ્યમાં આવ્યા છીએ એટલામાં અમારા રાજાના ભાગ્યથી આપનું દર્શન થયું. સાધુનાં દર્શનથીજ મનવાંછીત કાર્યસિદ્ધિ થાય છે. માટે હે મુને! રાજાને જેથી પુત્ર થાય એવો ઉપદેશ અમને કહો એવું તેઓનું બોલવું શ્રવણ કરી એક મુહુર્ત પર્યન્ત ધ્યાન કરીને રાજાના પુર્વ જન્મને જાણીને રૂષીએ કહ્યું કે, એ રાજા પુર્વે ધનહીન અને ક્રૂર વાણીઓ હતો, અને આ ગામથી પેલે ગામ અને ત્યાંથી બીજે ગામ એમ ફરીને પોતાનો વેપાર કરતો હતો. એક સમય જ્યેષ્ટ કૃષ્ન એકાદશીને દિવસે મધ્યાન્હ વેળાએ ગામના સીમાડા ઉપર જળ ભરેલ કુપિકા જોઈ જળપાન કરવા માટે મનમાં વિચાર કર્યો એટલામાં તેજ વેળાએ પ્રસુત થએલી ગાય પોતાનાં વાછડાં સહ ત્યાં આવી. તે ઘણી તરસી હોવાથી ત્યાં

પાણી પીવા લાગી. તે સમય તેણે તે ગાયને ત્યાંથી હાંકી પોતે પાણી પીધું તે પાપથી તમારો રાજા પુત્રહીન છે. કાંઇક પુણ્ય હતું તે પ્રભાવે શત્રુ રહિત રાજ્ય પ્રાપ્ત થયું, આવાં રૂષિનાં વચન શ્રવણ કરી પ્રજાએ કહ્યું કે હે મુને! અમે પુરાણમાં એવું સાંભળ્યું છે કે–પુણ્યથી પાપનો ક્ષય થાયછે. માટે પુણ્યોપદેશ કરો કે જેથી રાજાનાં પુર્વ જન્મકૃત પાપનો ક્ષય થાય અને આપની કૃપાથી એને પુત્ર થાય, આવું પ્રજાનું બોલવું શ્રવણ કરી મહર્ષી લોમશે કહ્યું કે- શ્રાવણ શુકલ એકાદશી પુત્રદા નામની પ્રસિદ્ધ છે, માટે તમે યથાન્યાયથી તથા યથાવિધિથી રાત્રે જાગરણસહ એ એકાદશીનું વ્રત કરો, અને પુણ્ય રાજાને અર્પણ કરો, એમ કરવાથી રાજાને પુત્ર થશે. આવું લોમશ ઋષિનું વચન શ્રવણ કરી, તેમને નમસ્કાર કર્યા અને હર્ષથી ઘણો આનંદ પામી સર્વ પ્રજા પોતાને ઘેર ગઈ, જ્યારે શ્રાવણ માસ આવ્યો ત્યારે લોમશ રૂષિએ કહેલા વચનનું સ્મરણ કરી રાજા સહ પ્રજાએ એ વ્રત કર્યું અને દ્વાદશીને દિવસે તે શ્રાવણ શુકલ એકાદશીનું પુણ્ય રાજાને અર્પણ કર્યું એ પુણ્યની પ્રાપ્તિ થતાંજ રાજ્યપત્ની સગર્ભા થઇ અને શુભ પ્રસવકાળે પુત્રનો જન્મ થયો હે નૃપશ્રેષ્ટ! ધર્મરાજ! આવી પુત્રદા એકાદશી વિખ્યાત છે. માટે સુખની ઇચ્છાવાળાએ એ વરત કરવું એ વરત કરવાથી અંતે હરિલોકની પ્રાપ્તિ થાય છે. એ

શ્રાવણ શુકલપક્ષની પુત્રદા નામે એકાદશીનું માહાત્મ્ય શ્રવણ કરવાથી સર્વ પાપ મુક્ત થઇ અંતે સ્વર્ગમાં જાય છે.



## શ્રાવણ વદની અજા નામની એકાદશી.

યુધિષ્ટર રાજા પુછે છે કે—હે જનાર્દન ! શ્રાવણની કૃષ્ણપક્ષની એકાદશીનું નામ શું છે ? તે મને શ્રવણ કરવાની ઇચ્છા છે. માટે કૃપા કરીને કહો શ્રીકૃષ્ણ કહે છે કે હે રાજા ! એકાગ્ર માનથી શ્રવણ કર. હું તમને સવિસ્તાર કહું છું એ અજા એકાદશી પાપને નાશ કરનારી પ્રસિદ્ધ છે, એ એકાદશીને દીવસે ભગવાન હૃષિકેશનું પુજન કરી યથાવિધી જે વ્રત કરશે તથા એ વ્રતનું માહાત્મ્ય શ્રવણ કરશે તે પાપ મુક્ત થશે. હું સત્ય કહું છું જાુઠું કહેતો નથી. હે રાજા ! આ એકાદશી વગર બન્ને લોકમાં અન્ય હિત આપનાર નથી. પુર્વે સકલ પૃથ્વીને પતી સાર્વભોમ અને સત્યવાદી હરિશ્ચંદ્ર નામે રાજા વિખ્યાત હતો તે પોતાના કર્મયોગથી રાજ્યભ્રષ્ઠ થઇ તેણે પોતાની સ્ત્રીને પુત્રસહ વિક્રય કર્યો અને તે પુણ્ય કરનારો રાજા હતો છતાં તેણે ચાંડાલનું દાસત્વ કર્યું, સત્યને સંભાળી તેને ઘેર રહી મડદાં ઉપરનાં કપડાં તે હરણ કરતો હતો. હે નૃપશ્રેષ્ટ ! તેણે ઘણું દુઃખ વેઠયું પણ સત્યનો ત્યાગ કર્યો નહી. આ પ્રમાણે તેને ઘણાં વર્ષો વીતી ગયાં

તેથી તે ઘણો દુખી થઈ ચિંતા કરવા લાગ્યો કે–હવે હું શું કરૂં ? ક્યાં જાઉં ! મારો છુટકો શી રીતે થશે ? આ આ પ્રમાણે હરિશ્ચંદ્ર રાજા દુખ સમુદ્રમાં પડી ચિંતા-ક્રાંત થતાં તેનું દુખ જાણી કોઈ ઋષી ત્યાં આવ્યા કે જેને બ્રહ્માએ પરોપકાર માટેજ નિરમાણ કરયા હતા. તે રૂષીને જોઇ રાજાએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને હાથ જોડી તે ગૌતમ નામના રૂષિના સન્મુખ ઉભો રહ્યો તથા પોતાનો દુ:ખદાયક સર્વ વ્રતાંત ઋષિને કહ્યો ગૌતમ રૂષિ રાજાનાં વચન શ્રવણ કરી અત્યંત વિસ્મય થયા પછી વિચાર કરી એકાદશીના વ્રતનો તેને ઉપદેશ કર્યો તે એવો કે હે રાજન શ્રાવણ માસની કૃષ્ણપક્ષની એકાદશીનું પુણ્ય આપનારી અજા નામે પ્રાપ્ત થયેલ છે. હે રાજા ! તું એકાદશીનું વ્રત કર તેથી તારાં સર્વ પાપ નાશ પામશે અને તારાજ ભાગ્યથી આજથી સાતમે દીવસે તે આવનાર છે. તે પ્રાપ્ત થાય એટલે તે દિવસે ઉપવાસ કરી જાગરણ કરવું એવું તે વરત કરવાથી સફળ પાપનો ક્ષય થશે હે નૃપશ્રેષ્ટ ? હું તારા ભાગ્યથી અહિં આવ્યો છું એવું કહી ગૌતમ ઋષી અદ્રશ થઇ ગયા રાજાએ તે મુનીનાં વાકય પ્રમાણે વરત કર્યું તે વરત કરવાથી તુરત તેના પાપનો ક્ષય થયો. ભગવાન કહે છે કે હે રાજ શારદુલ ધર્મરાજા ! આ એકાદશી વરતનો પ્રભાવ સાંભળ કે, ઘણા વર્ષ સુધી દુખ તે રાજા ભોગવતો હતો છતાં

તે એકાંદશીના પ્રભાવે તેને દુખનો ક્ષય થયો અને વર-તના પ્રભાવે પોતાની સ્રીનો સમાગમ થયો. મરેલો પુત્ર જીવતો થયો તથા સ્વર્ગમાં દેવતાઓએ દુંદભિ વગાડયાં તથા પુષ્પવ્રષ્ટિ કરી. અને એ એકાદશીના પ્રભાવે તેનું નિષ્કંટક રાજ્ય તેને પ્રાપ્ત થયું અને તે રાજા પોતાના પરિવાર તથા પ્રજા સહ સ્વર્ગમાં ગયો, હે રાજા ! આવા પ્રકારનું વરત જે કોઈ બ્રાહ્મણ કરશે તે સરવ પાપથી મુક્ત થઈ તુરત સ્વર્ગમાં જશે અને હે રાજન ! એ એકાદશીનું માહાત્મ્ય જે કોઈ શ્રવણ અગર પઠન કરશે તેને અશ્વમેધ યજ્ઞના ફળની પ્રાપ્તિ થશે.



## ભાદ્રપદ શુદની પરિવર્તીની વામન નામની એકાદશી.

યુધિષ્ટિર રાજા પુછે છે કે–હે ભગવાન ભાદ્રપદ શુ-કલ એકાદશીનું નામ શું છે ? અને તેનો વિધી શું ? તથા તે કરવાથી શું પુણ્ય થાય એ મને કહો. ભગવાન કહે છે કે–હે રાજા ! તને સ્વર્ગ તથા મોક્ષ આપનારી પુણ્યપ્રદ એવી એકાદશી કે જે પાપહરણ કરવાવાળી છે તે કહું છું હે રાજા એને જયંતી કહે છે એના શ્રવણથી સરવ પાપનો ક્ષય થાય છે અને વાજપેય યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે તથા પાપી મનુષ્યનું પાપ હરણ થવા

માટે એ જયા વરત ઉત્તમ છે, હે રાજા એનાથી મોક્ષ આપનારી બીજી નથી માટે જેને ઉત્તમ ગતી મેળવવા ઇચ્છા હોય તેણે એ વરત કરવું મારા ભક્ત જે વૈષ્ણવ વામનની પુજા કરે છે તેણે ત્રણ્ય જગતનું પુજન કર્યું એમાં સંદેહ નથી અને તે હરીની પાસે જશે તથા કમળ વામનનું પુજન કમળ પુષ્પથી ભાદરવા શુકલ પક્ષની જયંતી એકાદશીને દિવસે કરશે, તેણે સર્વ જગતસહ બ્રહ્મા વિષ્ણુ અને શિવ એવા ત્રણ્યે દેવનું અર્ચન કર્યું એમ કર્યું એ માટે એ એકાદશી અવશ્ય કરવી એ એકાદશીનું વ્રત કર્યું એટલે ત્રણ્ય જગતમાં કરવાનું કાંઈજ રહેતું નથી. સુતેલા ભગવાનનું આ એકાદશીને દિવસે પડખું ફરે છે. માટે આ એકાદશીનું પાર્વતી એવું પણ નામ છે. આ સાંભળી ધરમરાજા પુછેછે કે-હે ભગવન સંશય છે, કે આપ નિંદ્રા કેવી કરો છો. અને આપનું પરિવર્તન કેવું થાય છે. હે દેવના દેવ! તમે બલિને શા માટે બાંધ્યો? બ્રાહ્મણ સંતુષ્ટ થઈ તેમણે તમારૂં શું કર્યું ચાર માસ સુધી તમારી સેવા કરનારાળાને શું ફળ પ્રાપ્ત થાય છે? અને આપના વરતનો વિધી શો છે? અને આપ સુતા હો ત્યારે સર્વ જન શું કરે છે? એ વિસ્તારથી કહો અને મારા સંશયનું હરણ કરો. આવા ધર્મરાજાનાં પ્રશ્નો શ્રવણ કરી ભગવાન કહે છે કે-હે રાજશ્રેષ્ઠ! પાપ હરણ કરનારી એવી કથા તમને કહું છું તે

श्रवण करो. पुर्वे त्रेतायुगमां बली नामे दैत्य हतो ते मारो भक्त हतो निरंतर मारुं पुजन करतो हतो अने निरंतर अनेक प्रकारना तप करी तथा यज्ञो करी भगवानना यज्ञ करतो हतो. तथा ब्राह्मणोनुं पुजन करतो हतो अने विशेष करी यज्ञ करवानी जीज्ञासा राखतो हतो, मारा प्रसादथी केटलांक कारणने लीधे तेणे देवलोक अने पछी त्रिलोकय जीत्युं तेथी सर्व देवोए एकत्र थईने विचार कर्यो के—आपणे बधाए प्रभुने शरण जवुं आ प्रमाणे निश्चय करी सर्व रुषि अने देवताओ सहु इंद्रे, भगवाननी पासे आवी पृथ्वी उपर साष्टांग नमस्कार कर्या. तथा हाथ जोडी वेद शुकतोथी भगानना स्तुती करी. अने ब्रहस्पतिजी सह साकळ देवोए मारुं पुजन कर्युं आ प्रमाणे तेणे पुजन त्रिसेर जोई आ संकट जाणी वामनथी पंचमो अवतार लीधो, अने सत्याश्रयथी आपनार वाळा बलीने तेज रुपथी जीत्यो, ते एवुं के ते समयमां ब्रह्मान्ड व्याप्त कारक उग्ररुप धारण कर्युं धर्मराजा पुछेछे के—हे भगवान! तमे वामन रुपथी बलीने शी रीते जीत्यो, ते हुं आपनो भकत छुं माटे कृपा करीने विस्तार पुर्वक कहो कृष्ण कहे छे के—हे धर्मराजा! हुं कपटरुप धारण करी, तेनी पासे त्रण पगलां भुमिदानना निमतथी में त्रिलोक माग्युं पछी तेणे त्रण पगलां भूमि आपी एमां संदेह नथी एवुं कहीने संकल्प करवाथीज

આશ ત્રિવિક્રમ અવતાર ધારણુ કરવાવાળો દેહ વૃદ્ધિ પામ્યો. તે એવો કે ભૂલોકમાં પગ, સ્વર્ગલોકમાં જાનું. મહરલોકમાં પેટ, જન લોકમાં હૃદય, તપલોકમાં કંઠ સત્ય-લોકમાં મુખ અને આ બધા લોકના ઉપર શીર એ પ્રકારે વિસ્તીર્ણ દેહ ધારણુ કર્યો ત્યારે ચંદ્ર, સુર્ય ઇત્યાદી ગ્રહો, સકળ નક્ષત્રો, ઇંદ્રાદી સરવ દેવ, શેષ પ્રમુખ સર્વ નાગ એ બધાઓ અનેક વિધી પ્રકારે મારી સ્તુતી કરવા લાગ્યા, તે સમય મેં બલિને હાથમાં ઝાલી કહ્યું કે એક પગથી પૃથ્વી વ્યાપ્ત થઇ અને બીજા પગથી સ્વર્ગલોક વ્યાપ્ત થયું માટે ત્રીજો પગ મુકવાની જગ્યા આપ આમ મેં કહ્યું ત્યારે તેને પોતાનું મસ્તક આપ્યું પછી હું તેના માથા ઉપર પગ મુકોને તે મારો ભક્ત હતો છતાં પણ હું તેને પાતાળમાં લઇ ગયો પછી તે મારે શરણુ આવ્યો ત્યારે મેં તેને કહ્યું કે-હે બલિ ! હું તારી પાસે રહીશ આ પ્રમાણે ભાદ્રપદ શુકલ એકાદશી પરિવર્તીને દિવસે કૃત્ય કર્યું મારી એક મુર્તિ બલીની પાસે તેનો આશ્રય કરી રહી છે. અને બીજી ક્ષીરસાગરમાં શેષ પર્યંક ઉપર કાર્તિકી એકાદશી આવતાં સુધી શયન કરેછે. માટે સૂતો હોઉં ત્યારથી તે જાગતાં સુધી જે પુણ્ય થાય તે સૌથી ઉત્તમ જાણવું ભગવાન કહે છે કે-હે "ધર્મરાજા ! માટે આ એકાદશી મહા યત્નપુર્વક કરવી. એકાદશી મહા પુણ્યકારક, પવિત્ર અને સકળ પાપને હરણુ કરવાવાળી

છે એ દીવસે શયન કરેલ ભગવાન પરિવરતન કરે છે માટે ત્રિલોકયના ધણીનું પુજન અવશ્ય કરવું એ એકાદશીને દીવસે રૂપાસહ ચોખા અને દહીનું દાન કરવું અને રાત્રે જાગરણ કરવું તેથી મનુષ્ય પાપથી મુક્ત થશે આવ પ્રકારે ભક્તિ મુક્તિ આપવાવાળું તથા સરવ પાપ હરણ કરનારૂં વ્રત જે કોઇ કરશે તે દેવલોકમાં જઇ ચંદ્રના જેવા પ્રકાશીત થશે સરવ પાપને હરણ કરવાવાળી આ કથા જે કોઇ સાંભળશે તેને હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થશે.



## ભાદરવા વદની ઇંદીરા નામની એકાદશી.

ધરમ રાજા પુછેછે કે–હે ભગવાન્ ! ! મધુસુદન ! ! આપ પ્રસન્ન થઇ મને ભાદરવા કૃષ્ણ પક્ષની એકાદશીનું નામ કહો. ભગવાન કહેછે કે એ એકાદશીનું નામ ઇન્દિરા છે એના વ્રતના પ્રભાવે મહાપાપ નાશ પામે છે અધોગતિએ ગયેલા પિતૃઓને ઉત્તમ ગતી આપે છે માટે પાપહરણ કરવાવાળી આ એકાદશીની કથા કહુ છું જે કથા સાંભળવાથી વાજપેય યજ્ઞનું ફળ મળે છે પુર્વે સત્યુગમાં સકળ શત્રુનો નાશ કરનારો ઇંદ્રસેન નામે રાજા હતો તે માહિશ્મતા નગરીમાં રહિ મહા ધર્મ પુર્વક રાજ્યનું પાલણ કરતો હતો તે રાજા ધન-ધાન્યદિ સંપતિ તથા પુત્ર

પૌત્રાદિ સંતતિથી સંપન્ન અને વિશ્ણુ ભક્તિમાં તત્પર
હતો અને મોક્ષફળ આપનારા ભગવાનનું નામસ્મરણ કરી
તથા વેદાંત વિચારી પોતાનો કાળ વ્યતીત કરતો હતો એક
સમય રાજાની સભામાં આકાશમાર્ગે નારદજી આવ્યા એટલે
રાજાએ ઉઠી હાથ જોડી આસનઉપર બેસાડી વીધીપુર્વક
પુજન કરયું પછી નારદજીએ કુશળ પુછયું કે-હે રાજન!
તારી બુદ્ધિ ધર્મ ઉપર છે! તું વીશ્ણુભક્તિમાં આસક્ત
છે આ પ્રમાણે નારદજીનું બોલવું થતાં રાજાએ કહ્યું કે
હે નારદમુનિ આપની કૃપાથી મારૂં સર્વ કુશળ છે આપનું
આજ દર્શન થયું તેથી મારા મખો યજ્ઞો અને ક્રિયાઓ
સફળ થઈ. હે ઋષી! મારા ઉપર કૃપા કરી આપના
પધારવાનું કારણ કહો ત્યારે નારદજીએ કહ્યું કે-હે રાજન!
તું મારૂં આશ્ચર્યકારક ભાષણ સાંભળ. હે રાજા! બ્રહ્મ
લોકથી યમલોકમાં આવ્યો ત્યાં યમે મારૂં પુજન કર્યા
પછી હું સિંહાસન ઉપર બેઠો. હે નૃપતે! જે સત્યશીલ
અને ધર્મશીલ હોય તેજ યમની પાસે રહેછે. ત્યાં ઘણું
પુણ્ય કરનારા અને કાંઈ વ્રત અધુરૂં રહેવાથી વાસ કર-
નારા તારા પીતાને મેં જોયા તેણે મને કહેલું કે-માહિ-
ષ્મતી નગરીમાં ઈન્દ્રસેન નામે મારો પુત્ર છે તેની પાસે
જઈ કહેજો કે તારો પીતા યમલોક યમસભામાં વાસ કરે
છે. તેનું કારણ એ છે કે-જન્માંતરમાં કાંઇ પુરણ કર્મ
અધુરુ રહેલું છે માટે તું ઈન્દિરાનામની એકાદશીનું વરત

ફરી મને સ્વર્ગમાં મોકલ. આ તારા પીતાનાં વચન તને કહેવા હું આવ્યો છું હે રાજન! તારા પીતાની સ્વર્ગની પ્રાપ્તિ થવા માટે તું ઇંદીરા નામે એકાદશીનું વરત કર એટલે તે વરતના પ્રભાવે તારો પીતા સ્વર્ગમાં જશે. રાજા કહે છે કે-હે ભગવાન! નારદમુનિ!! આપ પ્રસન્ન થઇ મને ઇંદીરાનું વરત કહો. આ વરત કઇ તીથીએ કયે વીધીએ કરવું નારદજી કહે છે કે-હે રાજા! આ વરતનો હિતકારક વીધી હું તને કહું છું તે શ્રવણ કર, ભાદરવા કૃષ્ણદશમી પ્રાપ્ત થાય ત્યારે શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી પ્રાતઃ સ્નાન કરવું પછી મધ્યાહ્ન વેળાએ ગામ બહારના જળથી સ્નાન કરવું, અને ભક્તિ પુરઃસર પિતૃ તૃપ્ત થવા માટે શ્રાદ્ધ કરવું તથા તે દીવસે એકવાર ભોજન કરી રાત્રે પૃથ્વી ઉપર શયન કરવું એકાદશીને દીવસે શુદ્ધ પ્રાતઃકાળ થાય તે પછી દંતધાવન કરી મુખ ધોવું અને પછી ભક્તિથી ઉપવાસનો નિયમ કરવો તે એવો કે-પ્રથમ સંકલ્પ પુર્વક ભગવાન પ્રાર્થના કરવી હે ભગવાન! આજે હું સર્વ સં ભોગત્યાગ કરી ઉપવાસ કરૂં છું હે પુંડરીકાક્ષ! કાલે ભોજન કરીશ માટે રક્ષણ કરો આ પ્રમાણે નીયમ કરી મધ્ય ન્હાને શાલિગ્રામની આગે વિધિથી શ્રાદ્ધ કરવું અને બ્રાહ્મણોને ભોજન આપી દક્ષિણા આપવી પછી પિતૃશ્રે રહેલાં અન્નને સુંઘી ગાયને અવરાવવું અને ધુપ, દીપ ઉપચારથી ભગવાનનું પુજન કરી રાત્રે જાગરણ કરવું. પછ

બારશને દિવસે પ્રભાતે ભગવાનનું પુજન કરી બ્રાહ્મણ જમા- ડવા અને પોતે બંધુ અને પુત્ર વિગેરે સહમૌન ધારણ કરી જમવું હે રાજન નિઃસ્વાર્થે આ વ્રત તું કરય. એ વ્રત કરવાથી તારા પિતૃ વૈકુંઠમાં જશે આ પ્રમાણે કહી નારદજી અંતરધ્યાન થયા પછી રાજાએ વિધિથી તે વ્રત કર્યું એ પ્રકારે આસ વર્ગ સહ તેણે વ્રત કરવાથી તેના ઉપર સ્વર્ગમાંથી પુષ્પવૃષ્ટિ થઇ. અને તેના પિતા ગરૂડ ઉપર બેશીને વૈકુંઠમાં ગયો. અને તે ઇન્દ્રસેન રાજા નિષ્કંટક રાજ્ય કરી. પોતાના પુત્રને રાજ્ય સોંપી તે પણ સ્વર્ગમાં ગયો. ભગવાન કહે છે કે–હે ધર્મરાજા! ઇન્દિરા વ્રતનું મહાત્મ્ય મેં તમને કહ્યું આ વરતનો પાઠ શ્રવણ કરવાથી સર્વ પાપમાંથી મુક્ત થઇ આ લોકમાં અનેક ભોગ ભોગવી અંતે અક્ષય વૈકુંઠમાં વાસ વશે.



## આસો સુદની પાશાકુશા નામની એકાદશી.

ધર્મરાજા પુછે છે કે–હે ભગવાન! આશ્વિન શુક્લ એકાદશીનું નામ શું? એ કૃપા કરી કહો. ભગવાન કહેછે કે–હે રાજશ્રેષ્ઠ! સકળ પાપનો ક્ષય કરનાર આશ્વિન શુક્લ એકાદશીનું મહાત્મ્ય કહું છું તે શ્રવણ કર. આ એકાદ- શીને પાશાકુશા કહે છે, એ સર્વ પાપનો ક્ષય કરનારી છે. એ એકાદશીએ પદ્મનાભ ભગવાનનું પુજન કરવું એ

એકાદશી સર્વ મનોરથ પુર્ણ કરનારી તથા મનુષ્યને સ્વર્ગ તથા મોક્ષ આપનારી છે, ઈન્દ્રિયનું દમન કરી તપ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ ભગવાનને નમસ્કાર કરવાથી પ્રાપ્ત થાય છે મોહ વ્યાપ્ત થઈ મનુષ્યે જે પાપ કર્યું. હોય, તો તે સર્વ પાપને હરણ કરનારા ભગવાનને નમસ્કાર કરવાથી નરકમાં જતો નથી. પૃથ્વિ ઉપર જેટલાં તીર્થ છે. અને પુણ્યકારક સ્થાનો છે. તેમનું પુણ્ય ભગવાનનાં નામ કીર્તનથી પ્રાપ્ત થાય છે, જેને જનાર્દન વિષ્ણુ અને સારંગધર કહે છે. જે મનુષ્યે કોઇ પ્રસંગે એકાદશીનો ઉપવાસ કર્યો હોય તો તેને યમ લોકની પ્રાપ્તિ થતી નથી. તેણે મહા ભયંકર પાપ કર્યું હોય તોપણ તે યમ યાતનાને પામતો નથી, વૈષ્ણુવ થઈ જે શિવની નિંદા કરે છે. અને શિવ થઈ વિષ્ણુની નીંદા છે. તે ઘોર નરકમાં જાય છે. હજારો અશ્વમેધ કિંવા રાજસૂય યજ્ઞ કરેલા હોય, તોપણ તે એકાદશીના ઉપવાસની સોળમી કળા પામતા નથી, એકાદશીના ઉપવાસ જેવું પુણ્ય બીજાં વ્રતો થકી થતું નથી. એકાદશીના સમાન પવિત્ર ત્રૈલોકયમાં કાંઈજ નથી. આ એકાદશી સર્વ પાપનો નાશ કરવાવાળી છે જ્યાં સુધી પદ્મનાભનો શુભ દિવસ પ્રાપ્ત થયો નથી ત્યાં સુધી બીજાં વ્રતોનું મહત્વ છે. કાંઈ પણ કારણથી સહજ એકાદશીનો ઉપવાસ થયો, તોપણ યમલોક જોવામાં આવતો નથી. એકાદશી શરીરને આરો-

ય અને સ્વર્ગ તથા મોક્ષ આપવાવાળી છે. એકાદશીના વ્રતથી સારી સ્ત્રી અને ધન્ય ધાન્ય પ્રાપ્ત થાય છે. એકાદશીનાં વ્રત કરતાં કાશી ગંગા પુષ્કર અને કુરૂક્ષેત્ર વિગેરે સ્થાનો પવિત્ર નથી ભગવાન કહે છે કે હે રાજન! એકાદશીને દીવસે ઉપવાસ અને રાત્રે જાગરણ કરવાથી યત્ન વગર વૈકુંઠપદ પ્રાપ્ત થાય છે. જે એકાદશી વ્રત કરે છે તે માતૃકુળનાં દશ, પિતૃકુળનાં દશ અને સ્ત્રીકુળનાં દશ પુરૂષોનો ઉદ્ધાર કરે છે. જે એકાદશીનો ઉપવાસ કરે છે તે અંતે દિવ્યરૂપ થઇ કંઠમાં પુષ્પમાળા તથા ઉત્તમ વસ્રો પહેરી; ગરૂડ ઉપર બેસી વૈકુંઠમાં જાય છે. બાળ તરુણ અથવા વૃદ્ધ કોઇએ પણ એકાદશીનું વ્રત કર્યું હોય અને તે પુત્રેં પાપી હોય, તોપણ તે દુર્ગતિ પામતા નથી. આશ્વિન શુક્લ પાશાકુશા નામની એકાદશીને દિવસે ઉપવાસ કરવાથી, પાપ મુક્ત થઇ હરિલોકને પામે છે. જે નર સુવર્ણસહ તલ, ભૂમી, ગામ, અન્ન ઉદક, જોડા, વસ્ત્ર અને છત્ર એનું દાન કરે છે. તે યમલોકને પામતા નથી. જેણે પુણ્ય કર્યા વગર દહાડા કાઢયા હોય તે નર મરેલો છે, એવું જાણવું અને તેના શ્વાસોશ્વાસ લુહારની ધમણના જેવા જાણવા ભગવાન કહે છે કે—હે ધર્મરાજા! દરિદ્ર હોય તોપણ તેણે પોતાનો દિવસ વૃથા કાઢવો નહિ. માટે તમે પણ સ્નાન દાનાદિ સર્વ ક્રિયા આચરણ કરો, જે મોટા પુણ્યવાન પુરૂષ તળાવ,

બગીચા અને દેવમંદિરો બાંધે છે, અન્નક્ષેત્રો ચલાવે છે અને અન્ય પણ પુણ્ય કર્મો કરે છે. તે યમયાતના ભોગવતા નથી. એવા પ્રકારના પુણ્યકર્મ કરનારા લોકો આ લોકમાં દીર્ઘાયુષી, સંપત્તિવાન, રોગહીન અને કુલીન રહે છે. હે ધર્મરાજા! હું તમને મુખ્ય તાત્પર્ય કહું છું કે—અધર્મથી દુર્ગતિ જાય છે. અને ધર્મથી સ્વર્ગમાં પડે છે એમાં સંદેહ નથી. હે રાજા! તેં મને એકાદશી માહાત્મ્ય પુછયું તે મેં તમને કહ્યું.



## આસો વદની રમા નામની એકાદશી

ધર્મરાજા પુછે છે કે—હે જનાર્દન! તમે મને પ્રસન્ન થઈ સ્નેહ સંબંધથી આસો કૃષ્ણ એકાદશીનું નામ કહો. ભગવાન કહે છે કે—હે રાજસીંહ! તારા સામે આ વ્રત કહું છું તે શ્રવણ કરય, આસો એકાદશીનું રમા નામ છે. આ એકાદશી મહાપાપનો નાશ કરનારી છે. એના પ્રસંગથી તેનું માહાત્મ્ય કહું છું પુર્વે મુચકુંદ નામે રાજા હતો, તેને અને ઈન્દ્રને ઘણી પ્રીતિ હતી. અને યમ, કુબેર તથા વિભીષણ એનું પણ સખ્યુ હતું એ રાજા વિષ્ણુ-ભક્ત અને સત્ય ભાષણ કરવાવાળો હતો. તે નિષ્કંટક પૃથ્વીનું રાજ્ય કરતો હતો તેને ચંદભાગા નામે વિખ્યાત કન્યા હતી. તે કન્યાનો ચંદ્રસેન રાજાના પુત્ર શોભન

સાથે વિવાહ કર્યો હતો. તે શોભન પોતાને સાસરે આવ્યો હતો, તેને અત્યંત પુણ્યદાયક એકાદશી વ્રત પ્રાપ્ત થયું તે તક આવવાથી ચંદ્રભાગા મહા ચિંતા કરવા લાગી કે-હે ભગવન ! હવે કેમ થશે ! મારો પતિ ઘણો અશક્ત છે. તેનાથી ક્ષુધા પણ જરા ખમાતી નથી અને મારો પિતા એકાદશીને દિવસે કોઈ અન્ન ભક્ષણ કરે તેને ઉગ્ર શિક્ષા કરવાવાળો છે દશમીને દિવસ આવતાં રાજા સાદ ફેરવાવે છે કે એકાદશીને દિવસે કોઈએ ખાવું નહિ. તે બાબતનો ચંદ્રભાગા વિચાર કરતી હતી એટલામાં નગારાંનો અવાજ સાંભળી શોભન પોતાની સ્ત્રી ચંદ્રભાગાને આ પ્રમાણે કહેવા લાગ્યો હે સુંદરી ! હવે શું કરૂં ? મને કાંઈ ખાવા આપ, કે જેનાથી મારો જીવ નાશ થાય નહિ ચંદ્રભાગા કહે છે કે હે પ્રાણનાથ ! મારા પિતાને ત્યાં એકાદશીને દિવસે કોઈ ભોજન કરતું નથી હાથી, ઘોડા અને ઉંટ વિગેરે જે પશુ છે, તે પણ ઘાસ, દાણા અને પાણી એકાદશીને દીવસે ખાતાં કે પીતાં નથી તો મનુષ્યને અન્ન શી રીતે મળે ? અને જો આપ સાંજ છતાં પણ ભોજન કરશો તો, ઘરમાંથી બહાર જવું પડશે માટે જે કરવું હોય તે વિચાર કરીને કરો, આવાં સ્ત્રીનાં વચન શ્રવણ કરી શોભને કહ્યું કે-હે સ્ત્રી તું સત્ય કહે છે, અને હું પણ આજ હું ઉપવાસ કરૂં છું પછી મારા નસીબમાં હશે તેમ થશે. આ પ્રકારે નસીબ ઉપર ભરોંસો રાખી

તેણે એકાદશીનું વ્રત કર્યું ક્ષુધા અને તૃષાથી ઘણો વ્યાકુળ થઇ દુઃખી થયો, અનાજ અને પાણીની ચિંતા કરતાં કરતાં સુર્ય આથમ્યો અને વૈશ્નવોને આનંદ આપનારી રાત્રિ થતાં સર્વ વૈશ્નવ તે રાત્રે ભગવાનનું પુજન અને જાગરણ કરવા આસક્ત થયા. પણ તે રાત તે શોભનને અતિ દુસ્સહ થઇ, દ્વાદશીને દિવસે સુર્યોદય વેળાએ તે શોભન મરણ પામ્યો, પછી રાજાએ ચંદન અને તુળસીના કાષ્ટથી એનું દહન કર્યું તે સમયે ચંદ્રભાગા તેની સાથે સતી થવા તૈયાર થઈ પણ તેના પિતાએ જવા દીધી નહિ. પછી ઐાધ્ય દેહાન્િક ક્રિયા કરી તે પિતાને ઘેરજ રહી. ભગવાન કહે છે કે-હે નૃપશ્રેષ્ટ ! શોભન રમા એકાદશીના વ્રતના પ્રભાવથી મંદરાચળ પર્વત ઉપર ઉદેપુરમાં વાસ કરવા લાગ્યો જે પુર અતિ ઉત્તમ અને બીજાને મળવું અશકય તથા સર્વ ગુણથી સંપન્ન, જેનું વર્ણન થાય નહિ, ત્યાં રત્નોથી શોભાયમાન સોનાનાં ઘર છે. કેટલાંક ઘરો ચિત્રવિચિત્ર આકાર અને સ્ફુટિકના થાંભલાથી શોભાયમાન છે. એવા રસ્યપુરમાં સિંહાસન ઉપર તે શોભનનું સ્થાપન થયું જેના ઉપર છત્ર ચામરો ઉડે છે. અને કિરીટ કુંડળ કવચ તથા હાર અને વિવિધ ભૂષણોથી શોભાયમાન તથા ગંધર્વ. અપસરા વિગેરે ગાયનરૂપ જેનું સ્તવન કરે છે. એવા પ્રકારે તે સોભન ત્યાં બીજા ઈન્દ્રના સમાન રાજ્ય કરવા લાગ્યો. મુચુકુંદ રાજાની નગ-

ોમાં રહેનાર સોમશર્મા નામે બ્રાહ્મણ તીર્થ યાત્રાના
સંગે ફરતો ફરતો મંદરાચળ ઉપર આવ્યો, અને ત્યાં
ણે શોભનને જોયો અને મનમાં નિશ્ચય કર્યો કે
માતો મુચુકુંદ રાજાનો જમાઈ છે. એવો વિચાર કરી
ેની પાસે ગયો. એ આવતાંજ શોભાને સિંહાસનથી ઉતરી
હાથ જોડી નમસ્કાર કર્યા. આ પછી પોતાના સસરા,
સ્ત્રી તથા સકળ નગરનું કુશળ પુછ્યું, સોમશર્મા કહે છે
કે—તમારો સસરો પત્ની અને ગામવાસી બધા જન કુશળ
છે, પણ હે રાજન ! તમોને એ આશ્ચર્યકારક નગર શાથી
પ્રાપ્ત થયું કે—જે અતિ વિચિત્ર સુંદર અને કોણે પણ
કહીંજ નહિ જોયેલું એવું કયા પુણ્યથી પ્રાપ્ત થયું ! એવો
પ્રશ્ન સાંભળી શોભન કહે છે કે આશ્વિન કૃષ્ણ પક્ષમાં
રમા નામે એકાદશી છે. તેનું મેં ઉપોષણ કર્યું તેના
પુન્યથી મને આ નગર પ્રાપ્ત થયું, પણ એ નાશવંત છે.
માટે હે દ્વિજ શ્રેષ્ટ ! એ નાશ પામનારૂં અવિનાશ થાય
એમ કરો. બ્રાહ્મણ પુછે કે—હે રાજેન્દ્ર ! જે અધ્રુવ છે,
તે ધ્રુવ કેમ થશે ? એ મને કહો, એટલે હું તે કરીશ
એ મિથ્યા થાય નહિ. શોભન કહે છે કે—હે વિપ્રોત્તમ !
મેં રમા નામે એકાદશીનું વ્રત કર્યું તે શ્રદ્ધાહીન થયું.
માટે આ સ્થાનને હું નાશવંત માનું છું. અને એ અવિ-
નાશ થવાનું સાધન કહું છું તે સાંભળો મુંચુકુંદ રાજાની
કન્યા ચંદ્રભાગા નામે વિખ્યાત છે. તેને આ બધું કહો.

એટલે ધ્રુવ થશે આ કન્યા ચંદ્રાભાગાને સર્વ વર્તમાન
નિવેદન કર્યું. ચંદ્રભાગા બ્રાહ્મણે કહેલું વ્રત સાંભળી
આશ્ચર્ય પામી અને બ્રાહ્મણને પુછયું કે-મહારાજ! તમો
જે કહો છો, એ પ્રત્યક્ષ જોયું છે કે સ્વપ્નની વાત છે?
એ મને કહો. બ્રાહ્મણ કહે છે કે-હે પુત્રી! તારો પતિ
તે મહા વનમાં મેં પ્રત્યક્ષ જોયો. અને મહુદેવ તુલ્ય
નગર પણ જોયું કે જે બીજાને મળવું અશક્ય છે. પણ
તે અધ્રુવ છે તો તે ધ્રુવ થાય એવું તું કર. એવું
બ્રાહ્મણનું વચન શ્રવણ કરી ચંદ્રભાગા બોલી કે-હે દ્વિજ-
વર્ય! હું પતિના દર્શન માટે અત્યંત ઉત્કંઠિત છું તો
મને ત્યાં લઇ જાઓ. હું મારા પતિના પુણ્યથી તે ધ્રુવ
કરીશ. હે મહારાજ! અમારા બેનો સંયોગ થાય તેમ
કરો. સ્ત્રી પુરુષનો સંયોગ કરવાથી મહા પુણ્ય પ્રાપ્ત
થાય. એવું ચંદ્રભાગાનું ભાષણ સાંભળી સોમશર્મા તેના
સહ મંદરાચલ ઉપર વામદેવના આશ્રમ પાસે ગયો. ત્યાં
વામદેવને ચંદ્રભાગાનું સકળ વૃત્તાંત કહ્યું તેથી તે વામ-
દેવ ઋષિએ ચંદ્રભાગાને વેદ મંત્રથી અભિષેક કર્યો પછી
તે ચંદ્રભાગા ઋષિના મંત્રથી અને એકાદશીના વ્રતના
પ્રભાવે દિવ્ય દેહ ધારણ કરી દિવ્ય ગતીને પામી. અને
ત્યાં પતિની નગરીમાં જઇ હર્ષથી વિકાસમાન થયેલા નેત્ર-
વડે પતીની પાસે ગઈ, શોભનને પણ પોતાની સ્ત્રી જોઇ
ઘણો આનંદ થયો. અને તેણે પોતાની સ્ત્રીને પાસે બો-

।वी लावी ખોળામાં બેસાડી તે પણ આનંદથી પતિને
કવા લાગી કે–હે નાથ ! મારી પાસે જે પુણ્ય છે તે
ાંભળો. હું પિતાને ઘેર આઠ વરસની હતી, ત્યાંથી શ્રદ્ધા-
ર્વક અન્તઃકરણથી મેં વિધિથી વ્રત કરેલું છે. તે પુણ્યના
ભાવે આ તમારૂં નગર ધ્રુવ થશે. અને પ્રલયકાળ સુધી
ામાં રહી સકળ ભોગ આપણને પ્રાપ્ત થશે. ભગવાન
ક છે કે–હે ધર્મરાજ ! એવા પ્રકારે તે ચંદ્રભાગા એકા-
શીના વ્રતના પ્રભાવે પોતાના પતિસહ રમણ કરવા લાગી.
ને ત્યાં રહી દિવ્ય ભોગ ભોગવ્યા તથા દિવ્યાલંકારથી
ભિત થઇ. શોભન પણ દિવ્ય દેહ ધારણ કરી તેની
ડે રમણ થયો. રમા નામની એકાદશીના મહાત્મ્યથી
ંદ્રાચળ ઉપર રહી દિવ્ય સુખભોગ તે બન્ને ભોગવવા
ાગ્યાં. આ એકાદશી ચિંતામણી રત્ન તથા કામધેનુ
વી મનોરથ પુર્ણ કરવાવાળી છે. હે રાજન ! તને મેં
ના નામે એકાદશી [illegible] ભગવાન કહે છે કે–હે ધર્મ-
જા ! એવું એ વ્રત જે માનવ કરશે, તેમનાં બ્રહ્મહત્યા-
ક સકળ પાપો નાશ પામશે એમાં સંદેહ નથી. એકા-
શી વ્રતમાં ભેદ નથી શુકલ તથા કૃષ્ણ બન્ને સરખી
ણવી એમાં ભેદ નહિ માનવો એ બન્ને એકાદશીના વ્ર-
નું સેવન કરવું તેથી ભક્તિ અને મુક્તિ પ્રાપ્ત થાય છે.
ાય ધોળી કે કાળી ગમે તેવી હોય તોપણ દુધ સર-
ું જ હોય છે. એ પ્રમાણે કોઈ પણ એકાદશી હોય તો

પણ બન્નેનું ફળ સરખુંજ જાણવું- એકાદશીના વ્રતનું મહાત્મ્ય છે કોઈ નર શ્રવણ કરશે, તે સર્વ પાપથી મુક્ત થઈ વૈકુંઠમાં પુજ્ય થાય છે.



## અધિક માસની સુદની પદ્મણી નામની એકાદશી.

ધર્મરાજા પુછે છે કે હે જનાર્દન! અધિકમાસનું નામ તથા વિધિ કહો ભગવાન્ કહે છે હે ધર્મરાજ! મારા માસની એકાદશી અતિ પુણ્ય સંપાદક પદ્મણી નામે છે, તેને દિવસે અવશ્ય ઉપવાસ કરવો તેથી વૈકુંઠની પ્રાપ્તિ થાય છે. મારા માસની એકાદશી મહા પુણ્યકારક અને સકળ પાપનો નાશ કરવાવાળી છે. તેનું ફળ કહેવાને બ્રહ્મા પણ સમર્થ નથી, આ પદ્મણી એકાદશીનું વ્રત બ્રહ્માએ નાદરને કહેલું હતું જે સકળ પાપ રાશીને નાશ કરનાર અને ભક્તિ તથા મુક્તિ આપનાર છે. એવું ભગવાનનું વાક્ય સાંભળી ધર્મરાજા મહા આનંદ પુર્વક વિધિ પુછવા લાગ્યા એવું રાજાનું ભાષણ સાંભળી અત્યંત પ્રીતિથી વિકસિત થએલાં છે નેત્ર જેનાં એવા ભગવાન કહે છે કે-હે રાજા! જે ઋષિઓને અગોચાર છે તે હું કહું. સાંભળો હે રાજા! દશમીને દિવસે વ્રતારંભ કરવો અને કાંસુ અડદ, મસુર, ચણા, સામો, છત્રાક, મધ અને પરાત્ર એ દશનો ત્યાગ કરવો તથા હવિષ્યાન્ન ભોજન

કરવું. મીઠા વગર અન્ય ક્ષારનો ત્યાગ કરવો દશમીને દિવસે પૃથ્વિ ઉપર શુદ્ધ બ્રહ્મચર્યથી રહેવું અને એકાદશીને દિવસે પ્રભાતકાલે ઉઠવું, અને મનોત્સર્ગ કરી પછી વિધિપુર્વક દાતણ કરવું. અને બાર કોગળા કરવા શુદ્ધાન્તઃકરણથી સુર્યોદય વેળાએ ઉત્તમ તીર્થ ઉપર સ્નાન કરવા જવું છાણુ માટી, તલ અને દર્ભ પોતાની સાથે લેઇ જવો આંબળાનું ચૂર્ણ શરીરે લગાડી યથાવિધિ સ્નાન કરવું સ્નાન કરતી વેળાએ મોડી તથા આમળા વિગેરેથી વિષ્ણુની સેવા મંત્ર પ્રાર્થના કરવી મૃતિકા પ્રાર્થના કરવી કે–હે મૃતિકે જેને અનંત હાથ છે, એવા ભગવાને વરાહ અવતાર લઇ તને ધારણ કરેલ તે હે મૃતિકા તું બ્રહ્મદત્ત અને કાસ્યપથી અભિમંત્રિત છે. તને હું માથા ઉપર ધારણ કરૂં છું તારૂં શરીર પવિત્ર કરય હે મૃતિકે તું મને એવો પવિત્ર કરય કે–જેથી હું ભગવાનની પુજા યોગ્ય થઇશ હું તને નમસ્કા કરૂ છું. છાણુની પ્રાર્થના કરવી કે—હે ગોમય ! તું સકળ ઔષધથી ઉત્પન્ન થઇ ગાયના દેહમાં વાસ કરે છે, તું સકળ પૃથ્વી પવિત્ર કરે છે, માટે તું મને પવિત્ર કર. આમળાની પ્રાર્થના કરવી કે હે ધાત્રી! તું બ્રહ્મદેવના થુંકથી ઉત્પન્ન થઇ સકળ ત્રિભુવનને પાવન કરનારી છે. માટે હું તને મારા શરીરે લગાડું છું માટે તું મારૂં શરીર પવિત્ર કરય હું તને નમસ્કાર કરૂં છું, હે દેવ દેવના શ્રેષ્ટ ! હે

જગનાથ !! હે શંખ ચક્ર ગદાધર! હે વિષ્ણુ ! તમ તીર્થમાં હું સ્નાન કરૂં છું મને રજા આપો. આ પ્રમ પ્રાર્થના કરી વરૂણ દેવતાના મંત્રથી યથાવિધિ સ્ન કરવું હે રાજા ! કંઈ પણ સ્નાન કરવું હોય તો ગંગાદિ તિર્થોનું સ્મરણ કરી સ્નાન કરવું પછી યથાવિ માર્જન કરવું તે માર્જન હુણપૃષ્ટ, હૃદય, બાહુ, ગર અને પવિત્ર વસ્ત્રો ધારણ કરવા પછી સંધ્યા અને પિતૃનું તર્પણ કરવું તે પછી ભગવાનનું યથાવિધિ પૂજ કરવું જેથી મોટું પાપ નાશ પામે છે પછી ભગવાન મંદિરમાં જઈ પાપ વર્જિત મનુષ્યોથી ભગવાન રાધા કૃષ્ણની પ્રતિમાનું અથવા પાર્વતી શંકરનું પુજન કરવું એવું કે-ત્રાંબાના અથવા માટીના કુંભને વસ્ત્રાલંકાર ભૂષિત કરી દિવ્ય સુગંધથી સુવાસિત કરી તેની ઉ સોનાનું તથા રૂપાનું કે ત્રાંબાનું પાત્ર મુકી તે ઉપર દેવ પ્રતિમા સ્થાપન કરી તેનું પુજન કરવું તે એવું ઉત્તમ અને ઉત્પન્ન થતાં અનેક વિધિ સુવાસિત પુષ્પ શુભ કમળો કેશર અને કસ્તુરી ઇત્યાદિ ઉપચારોથી પ્રતીમાનું પુજન કરવું શક્તિવડે કપુર વિગેરે અનેક દ્રો સુગંધિત લેપ રાધાકૃષ્ણને અથવા પાર્વતી શંકરને સમ ર્પણ કરવા. ભગવાનના સન્મુખ શક્તિવડે નૃત્યગીત કરવુ તે દિવસે પતિતપાતકી જન સાથે ભાષણ તથા તેનો સ્પર્શ કરવો નહિ મિથ્યા બોલવું નહિ ખરૂ અને પવિત્ર ભાષણ

કરવું અભડાયેલી સ્ત્રીને અડવું નહિ ગુરૂ અને બ્રાહ્મણની
નીંદા કરવી નહિ ભગવાનના સન્મુખ વૈષ્ણવ સહ પુરાણ
શ્રવણ કરવું મળમાસની સફળ એકાદશી નિર્જળા કરવી
ન થાય તો ઉદકપાન કરવું અથવા દુધ પીવું કે રાત્રે
ગીત ગાવું વાજાં વગાડવાં અને ઉજાગરો કરવો. રાત્રે
પેહેલા પ્રહરમાં નાળિયેરના પાણીથી અર્ઘ્ય આપવો,
બીજામાં નાળિયેર અર્પણ કરવાં અને ત્રીજા પ્રહરમાં
મહાલુંગથી ભગવાનને અર્ઘ્ય સમર્પણ કરવાં ચોથા પોહો-
રમાં સોપારી અને નારંગી એથી અર્ઘ્ય સમર્પણ કરવા
પહેલા પોહોરના અર્ઘ્યથી અગ્નિહોમ યજ્ઞનું ફળ મળે છે.
બીજા પોહોરના અર્ઘ્યથી વાજપેય યજ્ઞનું ફળ મળે છે.
ત્રીજા પોહોરથી અશ્વમેધનું અને ચોથાથી રાજસુય
યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. એ એકાદશી કરતાં કોઇ પણ
શ્રેષ્ઠ પુણ્યતત્વ, મહા વિદ્યા અને યજ્ઞ નથી જેણે ભગ-
વાનનું વ્રત કર્યું તેણે સર્વે તિર્થોનું સ્નાન અને સર્વ
દેવનું દર્શન કર્યું એમ સમજવું. એ પ્રમાણે સુર્યોદય
થતાં સુધી જાગવું અને પછી સારા તીર્થમાં જઇ સ્નાન
કરવું. પછી ઘેર આવી ભક્તિથી ભગવાનનું પુજન કરવું
પ્રથમ કહેલા વિધિથી બ્રાહ્મણને ભોજન આપવું અને
ભગવાનની પ્રતિમાસહ કુંભ બ્રાહ્મણની પુજા કરી આપવો
એ પ્રકારે જે મનુષ્ય વ્રત કરે છે, તેનું વ્રત સફળ થતાં
તે મુક્તિ પામશે. ભગવાન કહે છે કે-હે ધર્મરાજા !

આપે મને પુછયું તેથી મે મળમાસની શુકલ એકાદ
શીનું માહાત્મ્ય કહ્યું. મળમાસની પદ્મિની નામની એકા
દશીનું વ્રત જેણે કર્યુ તેણે બધાં વ્રતો કર્યાં એમ જાણવુ
મળમાસની કૃષ્ણ એકાદશીનો વિધિ એજ જાણવો, કૃષ
એકાદશી પણ સર્વ પાપનો ક્ષય કરવાવાળી છે, હે રાજ
એ એકાદશીની એક સુંદર કથા કહુ છું. જે કથા પુલ
સ્ત્ય ઋષિએ નારદજીને કહેલ છે. કાર્તવીર્ય રાજાએ
પોતાના કેદખાનામાં રાવણને રાખ્યો હતો, એ જો
પુલસ્ત્ય ઋષિએ તો પ્રાર્થના કરી ત્યારે તેને છોડયો
આવું આશ્ચર્યકારક વર્તમાન શ્રવણ કરી નારદજીએ પુલ
સ્ત્યજીયે પુછયું કે-રાવણે પોતાના પરાક્રમથી ઇન્દ્રાદિ
દેવને જીત્યા છતાં કાર્તવીર્યને તેને શી રીતે કેદ કર્યો
આવું નારદજીનું બોલવું થતા પુલસ્ત્યજી કહે છે
કે-હે નારદ ! કાર્ત્તવીર્યની ઉત્પતિ કહુ છું તે શ્રવણ કરે
ત્રેતાયુગમાં માહિષ્મતી નગરીનો હૈહય નામે રાજા હતે
તેના વંશમાં મહા પરાક્રમી કાર્ત્તવીર્ય થયો તેને હજારે
સ્ત્રીઓ હતી તોપણ તેને એક પુત્ર થયો નહિ, તેથી તેણે દેવ
પિતૃ અને મિત્ર એઓનું પુજન કર્યું, અને પોતાને પુ
ન હોવાથી તેઓએ કહેલાં વ્રતો પણ કરયાં, તેને પુ
ન હોવાથી જેમ ભુખ્યાને સંભોગ સુખ આપનાર નથ
તેમ તેને રાજ્ય હતું તેથી રાજાએ મનમાં વિચાર કરી
તપનો નિશ્ચય કરયો. તપથીજ સર્વ મનોરથ સિદ્ધ થા

છે. એવો દૃઢ નિશ્ચય કર પોતાની સ્રીને વાર્ત્તા કહી તેજ સમય વલકલ પહેરી મંત્રીઓને રાજ્ય વ્યવસ્થા કરી ઘરનો ત્યાગ કર્યો. પોતાના પતિ તપ કરવા જાય છે એવું ઇક્ષ્વાકુ વંશજ હરિશ્ચંદ્રની પદમિની કન્યા કે જે પતિવ્રત વિષે તત્પર હતી તેણે વસ્રાલંકાર તથાં ભુષણનો ત્યાગ કરો વલકલ ધારણ કર્યા અને પતિસહ ગંધયાદન પર્વત ઉપર ગઈ. ત્યાં રાજાએ દશહજાર વર્ષ સુધી તપ કર્યું એવું તપ કરવાથી પણ પુત્ર થયો નહિ. અને રાજાનું શરીર હાડ અને સ્નાયુરૂપ થયેલું તે પતિવ્રતા પદ્મીણીએ જોઇ અત્યંત નમ્રતાથી મહાસાધ્વી એવી અનસુયાને તણે પુછયું કે—હે અનસુયે ! મારા પતિએ હજારો વર્ષસુધી તપ કર્યુ પણ સર્વ કષ્ટ નાશ કરવાવાળા ભગવાન પ્રસન્ન થતા નથી માટે મને એવું વ્રત કહો કે જે કરવાથી ભક્તિથી ભગવાન પ્રસન્ન થઇ સર્વભૌમ પુત્ર આપે. આવું તેનું બોલવું શ્રવણ કરી પોતાનો પતી તપ કરવા નીકળ્યો તેને જોઇ, તેની સાથે આવેલી અને પતિ ભક્તિમા પરાયણ એવી પદ્મિનીને મહા પતિવ્રતા અનસુયાએ કહ્યું કે—હે પદ્મિની ! સકળ માસમાં શ્રેષ્ટ એવા મળમાસમા પ્રભાતે સ્નાન કરવું. તે શુભ માસ ત્રીસ દીવસનો છે, તેમાં બે એકાદશી આવે છે, તે દીવસે યથાવિધી ઉપવાસ કરી જાગરણ કરવું. એટલે તેથી પુત્રપદ ભગવાન સુપ્રસન્ન થશે એ પ્રમાણે કહી પ્રથમ

મેં જે વિધી તમને કહ્યો તેજ વિધી કર્દમ કન્યા અન-સુયાએ પદ્મનીને કહ્યો સર્વે વૃતનો વિધી પદ્મનીએ શ્રવણ કરી પુત્ર પ્રાપ્તિ માટે વૃત કર્યું એકાદશીને દીવસે નીર્જળ ઉપવાસ કરી રાત્રે નૃત્ય ગીતથી જાગરણ કર્યું. એ પ્ર-માણે યથાવિધી સંપુર્ણ વ્રત થતાં ભગવાન કેશવ ગરૂડા-રૂઢ થઈ આવ્યા અને કહ્યું કે—હે શોભન! વર માગ. આવું ભગવાનનું વચન શ્રવણ કરી પદ્મિનીએ પ્રીતી સ્તુતી કરીને કહ્યું કે—હે મહારાજ! મારા પતીના મનો-રથ પુર્ણ કરો. આ પ્રમાણે તેનું બોલવું શ્રવણ કરી ભગવાને સંતુષ્ટ થઈ કહ્યું કે—હે પદ્મિની! તેં મને ભ-ક્તિથી પ્રસન્ન કર્યો છે હે સ્ત્રી! જેવો મળમાસ મને પ્રિય છે તેવો બીજો નથી, અને મળમાસમાં પણ એકા-દશી મને અત્યંત પ્રિય છે તેનું વ્રત કરવાથી મારી પ્રીતી વધે છે. એવી તે એકાદશીનું વ્રત તેં યથાવિધી કર્યું તેથી હું તને પ્રસન્ન થયો છું. તારા પતિના સંકલ્પ પ્ર-માણે હું તેને વર આપીશ. એ પ્રમાણે કહી સકળનું દુઃખ હરણ કરનારા ભગવાને સંતુષ્ટ થઈ અંતઃકરણથી રાજાને આ પ્રમાણે કહ્યું કે—હે રાજશ્રેષ્ટ! તને હું પ્રસન્ન છું તારા અંતઃકરણમાં જે ઈચ્છા હોય તે વર માંગ તારા મનોરથ પુર્ણ કરવા માટે તારી સ્ત્રીએ મને સંતુષ્ટ કર્યો છે. આવાં ભગવાનનાં વચન શ્રવણ કરી સંતોષ પામેલો રાજા કહે છે કે—હે ભગવાન! સકળ લોકને વંદ્ય એવો

પુત્ર મને આપો. વળી તે એવો હોવો જોઇએ કે-તે ઉ-
મારા વગર દેવ, દૈત્ય, માનવ, દાનવ અને રાક્ષસ વિગેરે
કોઇથી પણ જીતાય નહી. રાજાનું આવું વચન શ્રવણ
કરી ભગવાન તેને ઇચ્છિત વર આપી અંતર્ધ્યાન થયા
અને રાજા પણ પોતાની સ્રીસહ આનંદ પામ્યો અને
મનોરથ સિદ્ધ થયો તેથી દેહ પણ પુષ્ટ થયો. પછી તે
પોતાની રાણીસહ નગરીમાં આવ્યો. ત્યાં કેટલેક દીવસે
સકળ જગતને આનંદ આપવાવાળો મહા બળવાન અને
પરાક્રમી એક પુત્ર થયો. તેના સમાન પરાક્રમી કોઇપણ
ન હતું. તેથી તેણે યુદ્ધમાં રાવણને જીત્યો કે. જેને ત્રે-
લોકયમાં ચક્ર ગદાધર નારાયણ વગર જીતવા કોઇ પણ
સમર્થ થયો નહી. ભગવાન કહે છે કે-હે ધર્મરાજા!
રાવણનો પરાજય થયો નહી માટે તું ચિંતા કરીશ નહી.
એ બધું મળમાસની પદમીની એકાદશીના પુન્યથી થયું-
એ વર કરતાંજ ભગવાને પ્રસંન થઇ રાજાએ કહ્યું કે-આ
કાર્તવીર્ય મહા બળવાન મેં તને આપ્યો છે એમ કહી
મહા પ્રસન્નતાથી ત્યાગી ગયા, ભગવાન કહે છે કે-હે
ધર્મરાજા! તમે મને જે આખ્યાન પુછયું તે મેં તમને
કહ્યું મળમાસની શુકલ એકાદશીનું વ્રત જે માનવ કરશે.
તે વૈકુંઠને પામશે. હે ધર્મરાજા! પોતાનું હિત થવાની
ઇચ્છા હોય તો તું પણ એ એકાદશીનું વ્રત કર. એવું
ભગવાનનું વાકય શ્રવણ કરી ધર્મરાજાએ હર્ષયુક્ત અંતઃ-

કરણુથી બંધુ અને પરિવાર સહ યથાવિધિ વ્રત કર્યું. સુત પૌરાણીક શાનકાદિ ઋષિઓને કહે છે કે—જે તમે મને પુછ્યું તે પુણ્યકારક અને પવિત્ર આખ્યાન મેં તમને કહ્યું, હવે શું શ્રવણ કરવાની ઇચ્છા છે! મળ માસની શુકલ એકાદશીનું વ્રત જે મનુષ્ય ભક્તિથી કરશે તેને પૃથ્વી ઉપર ધન્ય છે. એ એકાદશી અત્યંત સુખ આપવાવાળી છે. એ એકાદશીનું આખ્યાન જે પઠણ વા શ્રવણ કરશે તે પુણ્યથી તે વૈકુંઠમાં જશે.



## અધિક કૃષ્ણપરમા નામની એકાદશી.

યુધિષ્ઠિર રાજા પુછે છે કે—હે ભગવાન ! મળમાસની કૃષ્ણ એકાદશીનું નામ શું ? અને તેનો વિધિ શું ? એ મને કહો. ભગવાન કહે છે કે—હે ધર્મરાજ ! મળમાસની કૃષ્ણ એકાદશીનું પરમા એવું નામ છે એ પવિત્ર અને સકળ પાપનો નાશ કરવાવાળી છે તથા સ્ત્રીઓને અને પુરૂષોને ભક્તિ તથા મુક્તિ આપનાર છે, એ એકાદશી શુકલ એકાદશીના વિધિથી કરવી, એ એકાદશીને દિવસે નરોત્તમ નામે દેવનું પુજન કરવું. એ એકાદશીની અતિ ઉત્તમ કથા તને કહું છું તે શ્રવણ કર. જે કથા કાંપિલ્ય નગરમાં ઋષિના સન્મુખ શ્રવણ કરેલી છે. કોઇ સુમેધા નામનો

ધાર્મિક બ્રાહ્મણ હતો તેની સ્ત્રી પવિત્ર અને પતિવ્રત્તમાં પરાયણ હતી કાંઈ કર્મગતીથી તે બ્રાહ્મણ ધન ધાન્ય વગરનો થયો. તેથી તેણે ઘણા લોકો પાસે ભીક્ષા માગી પણ તેને કાંઈ મળ્યું નહિ અને અન્ન તથા વસ્ત્ર કોઈ આપે નહીં તેની સ્ત્રી રૂપે, યૌવને અને માધુર્યથી યુક્ત હતી પોતાના પતિનીજ સેવા કરતી હતી. પોતે ભૂખી રહે, પણ અતિથીનું પુજન કરતી હતી. પોતે ક્ષુધાથી દુઃખ ભોગવે પણ કદી મુખથી કોઈને વાત કરતી નહિ પોતાની દરિદ્રતા અન્યને બતાવતી નહતી અનાજ નથી હું ભુખી છું એમ પતિને પણ કહેતી નહિ એક સમય પોતાની સ્ત્રીને ઘણી સૂકાયલી અને કષ્ટ ભોગવતી જોઈ ત્યાં તેનો પ્રેમ પોતાના ઉપર છે એવું ધ્યાનમાં લાવી તે બ્રાહ્મણ પોતાની વિપત્તિની નિંદા કરવા લાગ્યો અને પ્રેમથી પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે—હે શુભાગે હું શું કરૂં મને પૈસો મળતો નથી દ્રવ્ય માટે લોકોની પાસે ભીખ માગું છું પણ મને કોઈ પૈસો આપતું નથી હવે હું શું કરૂં ક્યાં જાઉં એ મને કહે. હે સુંદરી દ્રવ્ય વગર કાંઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી માટે પરદેશ જવાની મને રજા આપ હું દ્રવ્ય સંપાદન માટે જાઉં હું દેશાંતરમાં જઈશ તો દ્રવ્ય મળશે. કર્મની સિદ્ધિ ઉદ્યોગ વગર નથી મોટા મોટા જ્ઞાની શુભ કર્મની સિદ્ધિના ઉદ્યોગની પ્રશંસા કરે છે આવું પતિનું બોલવું શ્રવણ કરી તેની આંખ્યો ભરાઈ આવી અને વિન-

ત્રથી નમ્ર થઈ હાથ જોડીને કહેવા લાગી કે—હે નાથ આપે અને કાંઈ કહ્યું નહિ. તોપણ આપની આજ્ઞાથી કાંઇ પણ બોલવું એવી હું ઇચ્છા રાખું છું. હિવચ્છુ જન સારી કે નબળી વાત નિરંતર કહે છે આપ્યા વગર મળતું નથી. જે આપ્યું હોય તે ત્યાં મળે છે, આપ્યા વગર સુવર્ણના મેરૂ પર્વત ઉપર ગયા તો પણ કાંઈ મળવાનું નથી. પુર્વ જન્મે વિદ્યા, ધન, પૃથ્વી અને વસ્ત્ર વિગેરે જે કંઈ આપ્યું હોય તેવું લેવું જે પરમેશ્વરે દૈવમાં લખ્યું છે તે પ્રાપ્ત થાય છે આપવા વગર કાંઇ પણ પ્રાપ્ત થતુંજ નથી. પુર્વજન્મે તેં વા મેં સત્પાત્રને કાંઈ દાન આપ્યું નથી. જો દાન કર્યું હોત તો તે સ્વદેશમાં કે પરદેશમાં અવશ્ય પ્રાપ્ત થાત પરમાત્મા અન્ન માત્ર દાન વગર આપે છે માટે હે પ્રાણનાથ ! તમો મારા સહ અહિંજ રહો. હું તમારા વગર ક્ષણ માત્ર પણ રહેવાની નથી. પતિને છોડી રહેલી સ્રીનો મા, બાપ ભાઈ અને સાસુ સસરા વિગેરે સત્કાર કરતાં નથી. તો પછી ગામના લોકો તો કયાંથીજ કરશે. અને જે પતિ વગર રહે છે. તેને દુર્ભગા એવું કહે છે, માટે તમે અહિંજ રહી મારી સાથે વિહાર કરો જે દિવસે આપણો ભાગ્યોદય થશે, તે દિવસે અહિંજ સકળ વિષય અને દ્રવ્ય પ્રાપ્ત થશે. આવું સ્રીનું બોલવું છતાં તે ત્યાંજ રહ્યો તે ત્યાં વાસ કરે છે. એટલામાં કૌંડિન્ય નામે ઋષિ ત્યાં આવ્યા. દર્શનથી સુમેધા અત્યાનંદ

પામ્યો અને તેજ સમય પોતાના આસન ઉપરથી ઉઠી ઓસરૂ તેને સાષ્ટાંગ નમસ્કાર કરયા. અને બોલ્યો કે-હે ઋષિ મહારાજ! આજે હું ધન્ય અને કૃતકૃત્ય થયો આપના દર્શનથી મારૂં જીવિત પણ સફળ થયું આજ મહાભાગ્યથી આપનું દર્શન થયું એમ કહી આસન ઉપર બેસાડી તેનું વિધિ પુર્વક પુજન કર્યું ભોજન આપ્યું પછી તે વિપ્ર સ્ત્રીએ હાથ જોડી પુછ્યું કે-હે મહારાજ! દરિદ્રતાનો ક્ષય શાથી થશે? ધન તથા વિદ્યા, વિગેરે જન્માંતરે નહિ આપી હોય તો આ જન્મે શી રીતે મળશે? મારો ધણી મારો ત્યાગ કરી જનાને ઇચ્છતા હતા. પરદેશમાં જઇ આપત્તિ માટે બીજા લોકો પાસે યાચના કરવી એ સારૂ નહિ એ વિગેરે ચાર વાતો કહી મેં રોકયા છે. અને તેમણે પણ એમ કહેલું કે-આપ્યા વગર કાંઇ મળતું નથી. મારા ભાગ્યોદયથી આપ પ્રાપ્ત થયા છો તમારી કૃપાથી દરિદ્રતાનો નાશ થશે. માટે કયા ઉપાય વડે દરિદ્રતા નાશ પામશે! તે કહો એનો નાશ ત્વરાથી થાય તે માટે કાંઇ વૃતો, તપ, સ્થાન અથવા તીર્થ કહો. આવું તે સુચિલાનું બોલવું થતાં કૌંડિણ્ય ઋષિ મનમાં વિચાર કરીને કહ્યું કે-હે પતિવ્રતે! સર્વ પાપ દુઃખને દરિદ્રતાનો નાશ કરનાઈ એવું પરમા નામે એકાદશીનું વ્રત છે. એ વિષ્ણુ તિથિ મળમાસની કૃષ્ણ પક્ષમાં છે, આ મળમાસ કૃષ્ણ પક્ષની એકાદશી ભક્તિ મુક્તિ ઇત્યાદિ ફળ આપનારી

છે. એ પરમા એકાદશીને દિવસે ઉપવાસ કરવાથી ધન, ધાન્યની પ્રાપ્તિ થશે, એ રાત્રે જાગરણ ગીત વિગેરે વિધિથી કરવું, વ્રત પુર્વે કુબેરે કર્યું હતું. તેથી તેને સદાશિવજીએ પ્રસન્ન થઈ ધનાધિપત્ય આપ્યું હતું. હરિશ્ચંદ્ર રાજાએ પણ પોતાના પુત્ર વિક્રમ થયા પછી એ વ્રત કર્યું હતું તેથી તેને સ્ત્રી તથા પુત્રસહ નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થયું. માટે હે વિલાસીની! તું એ વ્રત વિધિયુક્ત જાગરણ કરય; ભગવાન કહે તે કે–હે ધર્મરાજા! આ પ્રમાણે કહીને વ્રતનો વિધિ તેને કહ્યો પછી તેની અતિ પ્રીતિ જોઈ પરમ સંતોષથી પંચરાત્ર અને ત્રિશત એવાં વ્રતો દહ્યાં કે જે કરવાથી ભુક્તિ અને મુક્તિ પ્રાપ્ત થાય છે. એ વ્રતોનો વિધિ ઋષિ કહે છે કે પરમાને દિવસે પ્રાતઃકાળે ઉઠીને નિત્ય કૃત્ય કરી પછી મહા સત્કારથી શક્તિવડે પંચરાતિ વર્તના નિયમ કરવા જે એકાદશી તિથિસહ અમાસ સુધી પાંચ દિવસ પ્રાતઃસ્નાન કરી ઉપવાસ કરશે તે પોતાની માતા અને પિતા વિગેરે પરિવારસહ વૈકુંઠમાં જશે. જે કોઇ પાંચ દિવસ એક વખત ભોજન કરશે તેનાં સર્વ પાપ નાશ થઇ જતાં તે સ્વર્ગમાં પુજ્ય થશે. જે પાંચ દિવસ પ્રાતઃસ્નાન કરી બ્રાહ્મણને ભોજન આપ્યુ એમ સમજવું. જેણે ઉદકથી ભરેલા પાંચ કુંભનું દાન દર્યું તેણે સર્વ ચરાચરનું દાન કર્યું એમ

જાણવું. જેણે પાંચ દીવસ પ્રાઃસ્નાન કરી બ્રાહ્મણને તિલ પાત આપે છે. તે અહિં સર્વ ભોગ ભોગવી અંતે સૂર્ય-લોકમાં પુજ્ય થાય છે. જે પાંચ દિવસ બ્રહ્મચર્ય રાખશે. તે સ્વર્ગમાં આનંદથી અપ્સરા જોડે વિહાર કરશે. કૌડિ-ણ્ય ઋષિ કહે છે, કે–હે શાભને ! તું પોતાના પતીસહ પંચરાત્રી વ્રત નીમીત્ત પ્રાતઃસ્નાનાદી વ્રત કરય. એટલે તું ધન ધાન્ય યુક્ત થઇ પતીસહ સ્વર્ગમાં જઈશ, આવું ઋષિનું વાક્ય શ્રવણ કરી પતીસહ તે સ્ત્રીએ મહા ભક્તી-થી મળમાસમાં સ્નાનાદી વ્રત પુર્ણ કરી પતીસહ ત્યાં રાજપુત્રે તેઓને જોયાં પછી તે રાજપુત્રે અતી ઉત્તમ વસ્તુથી ભરેલું ઘર તેઓને રહેવા માટે આપ્યું. તે બંને ત્યાં તે ઘરમાં રહ્યાં તે પછી સુમેધા બ્રાહ્મણને ઉપજીવીકા માટે એક ગામ આપ્યું અને તેણે કરેલા વૃતથી તેની અંતઃકરણપુર્વક પ્રસન્નતાથી સ્તુતી કરી ઘેર આવ્યા. ભગ-વાન કહે છે કે–હે ધર્મ રાજા તે બ્રાહ્મણેજ મળમાસમાં ઉરા નામે એકાદશીનું ઉપોષણ તથા પંચરાત્રી વ્રત કર્યું તેથી સર્વ પાપથી મુક્ત થઇ સર્વ સુખને પામ્યો તથા લોકમાં સ્ત્રીસહ અનંત સુખ ભોગવી અંતે વૈકુંઠમાં ગયો, જે મનુષ્ય પરા એકાદશીનું પંચદાન વૃત કરશે તેનું પુણ્ય

કહેવાને હું સમર્થ નથી પુષ્પકારાદિ તીર્થો અને ગંગાદી નદીઓમાં સ્નાન કરવાનું પુણ્ય એથી પ્રાત થાય છે. જેણે એ કર્યું છે તેણે ગોદાન-વગેરે સર્વ દાનો આપ્યાં એમ સમજવું. તથા તેણે ગયા શ્રાદ્ધ અને સકલ વરતો કર્યાં એમ જાણવું, દીપકમાં બ્રાહ્મણ ચાતુષ્પદમાં ગયા, દેવમાં ઇંદ્ર, અને સકળ માસમાં શ્રેષ્ઠ છે. મળ માસમાં પંચરાતરી શ્રેષ્ઠ છે. અને પંચરાત્રી વરતમાં પરમા અને પદની શ્રેષ્ઠ છે. મળ માસમાં કોઈ અશક્ત હોય તેણે પણ એકાદશી કરવી માનવદેહ પ્રાપ્ત થતાં જેણે મળ માસમાં સ્નાન કર્યું નહિ અને એકાદશીનું ઉપોષણ કર્યું નહીં તેણે પોતાનો જન્મ ઘાત કરયો અને તે ચોરાશી યોનીમાં ફરશે માટે પુર્ણ પુણ્ય સંચયથી દુર્લભ મનુષ્યદેહ પ્રાપ્ત થતાં યત્નથી વ્રત કરવું શ્રીકૃષ્ણ કહે છે કે–હે ધર્મરાજા તમે મળ માસનું માહાત્મ્ય અને પરમા એકાદશીનું વરત મને પુછ્યું તે મેં તમને કહ્યું હે રાજા જે મે તમને કહ્યું તે સર્વને તમે એકાગ્ર અન્તઃકરણવડે અને સ્વસ્થ ચીત્તથી કરો ભગવાને આ સર્વ એકાદશીનું મહાત્મ્ય ધર્મરાજાને કહેવાથી તેણે પોતાની સ્રી બંધુ તથા સર્વ આપ્ત જનસહ વરત કરી આ લોકમાં પુરસુખ ભોગવી

અંતે વૈકુંઠમાં ગયા. જે મનુષ્ય મળમાસમાં નીત્ય પ્રાતઃસ્નાન કરી શુભ વીધીથી વરત કરશે તે પૃથ્વિ ઉપર દેવને પણ દુર્લભ એવી સંપત્તીના ઉપભોગ કરી અંતે દેવને વંદ્ય એવાં પદ પામશે.



# હઠયોગપ્રદીપીકા.

આ પુસ્તકમાં શિવજીએ પાર્વતીજીને મહાકાલ યોગશાસ્ત્રમાં જે હઠ વિદ્યા જણાવી તેજ વર્ણવી છે. યોગવિદ્યાનો મહિમા પ્રાચીન સમયમાં અગાધ હતો. આ હઠવીદ્યાનું સેવન કરી બ્રહ્મા બ્રહ્માપદને પામ્યા હતા. શ્રીકૃષ્ણભગવાને પણ ગીતામાં અરજુનને અને ભાગવતમાં ઉદ્ધવને આજ વિદ્યા ઉપદેશી હતી. નારદ વિશ્નુ. યાજ્ઞવલક્યાદી મુનીઓ પણ આજ વીદ્યાનું સેવન કરતા હતા. એજ આ વિદ્યાનું મહત્વ દેખાડી આપે છે આમા સિદ્ધિઓ મહાસિદ્ધિઓ તેમજ કર્મ, નીયમ, સ્વસ્તીકાસન, ગોમુખાસન, વિરાસન, દુર્વાસન, ધનુરાસન, મત્સ્યેન્દ્રાસન, પશ્ચીમતાનાસન, મયુરાસન, પદ્માસન તેમજ પ્રાણાયામ અને તેની જુદી જુદી સિદ્ધિઓના જુદા જુદા પ્રકાર ત્રાટક અને તેના ગુણ કર્મ, સીતકારીકુંભક, પ્લાવીકુંભક, ભ્રામરી-કુંભક આદી કુંભકના પ્રકાર. મહામુદ્રાઓ, ખેચરી અને તેના પ્રકાર મૂળબંધ જાલંધરબંધ તથા મહાબંધ અને તેના ગુણકર્મ સમાધિ-ક્રમ તથા સમાધિસિદ્ધિઓ આદિ ઘણા પ્રકારની માહિતી આમાં આપવામાં આવી છે કે જે ત્યાગીયોનેજ કામની છે એમ નથી પણ સંસારી પુરૂષોને પણ મન કાયાદિ તનદુરસ્ત રાખવાં આ પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે. કેટલાક અસાધ્ય રોગો પણ હઠ-વિદ્યાના અભ્યાસથી સારા થયા છે અને થાય છે. રોગી શરીરને માટે આ વિદ્યા એક માત્રારૂપ છે. આમાં મુળશ્લોક તેની ગુજરાતી સરળ ટીકા ઉપરાંત વિશેશ વિવેચન આપેલું હોવાથી સર્વ સાધા-રણ માણસોને પણ આનો ઘણોજ સારો ઉપયોગ થાય છે. ગ્લેજ ઉંચા કાગળ પાકું સોનેરી પુઠું છતાં કીંમત રૂ. ૪ પોસ્ટેજ. ૮ આના.

# ચરિત્રચંદ્રિકા.

## (દુનિયાના દરેક ધર્મના સિદ્ધાંતો સાથે.)

ઘણા સુધારાવધારા સહિત. (આવૃત્તિ ચોથી.)

આ લોકપ્રિય પ્રસિદ્ધ ગ્રંથ–દુનિયાના દરેક ધર્મના મનુષ્યોને શિક્ષણ લેવા ઉપયોગી થઇ પડે એવો કર્યો છે. આવો ધર્મ, નિતી અને પવિત્ર જ્ઞાનથી ભરપુર ગ્રંથ આજ સુધી એકે બહાર પડયો નથી.

આ ગ્રંથમાં—પ્રાચીન અર્વાચીન જગપ્રસિદ્ધ પવિત્ર મહાન્ પુરૂષોનાં શિક્ષણ લાયક અદ્‌ભૂત રસિક જીવનચરિત્રો દાખલ કર્યાં છે. તે વાંચનાર અને શ્રવણ કરનાર, સ્ત્રી પુરૂષોને તલ્લીન કરી દે, તેવો સદ્‌બોધ સમાયલો છે. જીવનચરિત્રો જીવન સુધારવાનું ઉત્તમ સાધન છે. કેમકે ઉત્તમ દષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે.

આવા હેતુથી—મનુ, નારદ, કપિલમુનિ, કશ્યપ, અત્રી, અગસ્ત્ય, વિશ્વામીત્ર, વસિષ્ટ, ગૌતમ, વાલ્મીક, યાજ્ઞવલ્કય, પારાશર, બ્રહસ્પતી, વ્યાસ, શુક્રાચાર્ય, જૈમુનિ, પાણીની, પતંજલી, શુકદેવજી, ધન્વંતરી, ઇશ્વાંકુ, રઘુરાજા, માંધાતા, સગર, અંબરીષ, શીબી, અજામીલ, ભાષ્કરાચાર્ય, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય, તાતાચાર્ય, ક્ષપણક, ચાર્વાક, ઋષભદેવ, અર્હન, નેમનાથ પાર્શ્વનાથ, મહાવીર, બૌદ્ધ, જરથોસ્ત મુસા, ઇસુક્રાઇસ્ટ, હઝરત, મહમ્મદ પેગંબર, નાનક, કબીર, કમાલ, રામદાસસ્વામી, રામાનંદ, સહેજાનંદસ્વામી, દયાનંદ, ગુરૂ મચ્છેન્દ્રનાથ ગોરખનાથ ભાવક વગેરે—૧૫૮ મહાસમર્થ પુરૂષોનાં શિક્ષણ લાયક અદ્‌ભૂત

રસિક ચરિત્રો છે. શિવાય—દુનિયાના દરેક ધર્મના સિદ્ધાંતો ભારત-વર્ષનું ત્રિકાલીક દર્શન દાખલ કરી ઉપયોગીપણામાં વધારો કર્યો છે. કિંમત રૂ. ૨॥ પોસ્ટેજ ૬ આના જુદા.

---

**રામાયણ**—ગોસ્વામી શ્રી તુલસીદાસજી કૃત—મુળ દોહા, ચોપાઇ, સોરઠા વીગેરે બાળબોધ અક્ષરમાં તથા ટીકા ગુજરાતી અક્ષરમાં શ્રી રામાયણ એ શાસ્ત્રનું શાસ્ત્ર છે. ઇતિહાસનો ઇતિહાસ છે. અને જ્ઞાનજ તેમજ ઉપદેશથી અક્ષરે અક્ષર રસમય બનેલું વાર્તામય વાંચન છે. વળી તેને સમર્થ મહાત્મા તુલસીદાસજીએ એવી રસમય વાણીથી રચેલું છે કે તેનું રસામૃત પાન કરતાં ભક્તોનાં હૃદય ડોલવા લાગે છે અને ભક્તિરસથી ઉછળી ઉછળીને ઉભરાઇ જાય છે. આમાં બહુજ સાદી અને સરળ ટીકા આપેલી છે એથી બાળક અથવા વૃદ્ધ તેમજ સામાન્ય શીખેલા અને સાક્ષરો બધા એક સરખી રીતે તેનો સંપૂર્ણ લાભ લઇ શકે તેમ છે. સુંદર ચિત્રો, ગ્લેજ કાગળ પાકું બાઇન્ડીંગ અક્ષર ઝીણા કદ ૬×૮ લાંબું પહોળું ગુટિકા સાઇઝનું છતાં કિંમત રૂ. ૭—૦—૦ પોસ્ટેજ ૧—૪—૦ જુદું.

---

**રામાયણ**—ગોસ્વામી શ્રી તુલસીદાસજી કૃત. ઉપર મુજબ પણ મોટા અક્ષર; ગ્લેજ કાગળ, સુંદરચરિત્રો પાકું પુઠું સાઇઝ ૬॥×૯॥ ઇંચ લંબાઇ પહોળાઇવાળું પૃષ્ઠ સંખ્યા ૧૦૬૨ કિં. ૧૦ રૂ. પોસ્ટેજ રૂ. ૨)

---

**રામાયણ**—ગોસ્વામી શ્રી તુલસીદાસજી કૃત, મુળ દોહા; ચોપાઇ, સોરઠા વીગેરે ગુજરાતી લીપીમાંજ તથા ટીકાના અક્ષર પણ ગુજરાતીમાંજ બાળબોધ અક્ષરો

ન જાણુનારાં સ્ત્રી પુરૂષો મહાત્મા તુલસીદાસજીની વાણીનું રટણ કરી શકે તેટલા ખાતરજ આ પુસ્તકનો મૂળ હિન્દી ભાગ પણ ગુજરાતી અક્ષરોમાંજ છપાવેલો છે. કાગળ ગ્લેજ સુંદરચિત્રો, પાકું બાઇન્ડીંગ, ૬૬ ૬।।×૯।। ઈંચ લંબાઇ પહોળાઈવાળું કિંમત. રૂ. ૯-૦-૦ પોસ્ટેજ. ૧।। રૂ. જુદું.

# આપણો ધર્મ.

આમાં ગુજરાતના સાક્ષર શિરોમણી રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ એલ. એલ. બી. કૃત ધર્મ વિગેરે ઉપર જુદા જુદા વિદ્વતા પુર્ણ નીચે મુજબ લેખો છે આપણો ધર્મ; શ્રવણ, શ્રદ્ધા અને શંકા, બ્રહ્મવિદ્યા, બુદ્ધિ અને હૃદય, આશ્રમ વ્યવસ્થા, પુરૂષાર્થ, વ્યવહાર અને પરમાર્થ, અધિકાર અને અભેદ, અષ્ટાદશ શ્લોકીગીતા, કર્મયોગ, દિવ્યપ્રભાત, માયાવાદ, ભાગવતોત્તમ; આત્મનિવેદન, મુક્તિનાં સાધન, એક અજવાળી રાત્રિ, ચાંદલિયો, દેવાસુર સંગ્રામ, ચાર ગુરૂઓ, ખાંડાની ધાર, હીંડોળો પ્રેમઘટા, હોરી, મૈત્રાદિ ભાવના, વામનાવતાર; બ્રહ્માનંદ શી રીતે થાય; જ્ઞાન અને નીતિ આપણા ધર્મનું ભવિષ્ય, વર્ણવ્યવસ્થા જન્મથી કે કર્મથી ? જીવાત્મા અને પરમાત્મા, મૂર્ત્તિપૂજા, પરિણામ અને વિવર્ત, કેનોપનિષદ, વિવેક અને અભેદ, ષડદર્શન, ષડદર્શનમાં વેદાન્તનું સ્થાન, શંકરજયન્તી, સાંકર સિદ્ધાન્ત અને યોગ, શાસ્ત્રચિંતન, ષડદર્શનની સંકલના, કપિલ નિરીશ્વર વાદી હતા કે કેમ ? ગોતમબુદ્ધ નિરીશ્વરવાદી કે સેશ્વરવાદી ! જડવાદ અને ચૈતન્યવાદ, જડ અને ચિત્; ચર્ચાપત્ર, પ્રાર્થના સમાજનો મોક્ષ સંબંધી સિદ્ધાન્ત, હિંદુધર્મનું હાર્દ, એક હરિકીર્તન, યુદ્ધિષ્ઠિરનું અસત્ય

કથન શ્રીમહાભારતનું ઉપદેશ રહસ્ય, હિન્દુસ્થાનના યોગી સન્યાસી અને સાધુઓ આપણા ધાર્મિક ઉદ્ધારને માર્ગ, દેશાન્તરોની ધાર્મિક સ્થિતિ સેન્ટ્રલ હિન્દુકાલેજ બનારસ ધર્મ શિક્ષણ એમ ૫૭ લેખો છે ખાસ વાંચવા લાયક છે પ્રત્યેક ઘરમાં એક એક પ્રત હોવાની જરૂર છે હવે માત્ર જુજ પ્રતો શીલકે છે પાકું પુંઠું-ગ્લેજ કાગળ કી. ૪ રૂ. પોષ્ટેજ ૧૦ આના જુદા.

# વ્યવહાર નીતિદર્પણ.

આળસ, ઉદ્યોગ, ધર્મ, સત્ય, મીત્ર, દુર્જન, કામ, ક્રોધ, અભીમાન, લોભ, માબાપ, શેઠનોકરોના ધર્મ, સ્ત્રીધર્મ, મુર્ખતા, ચડતી પડતી, દુર્વ્યસન વગેરે વિષયો ઉપર ઉતમ ઉતમ નીતીમય વચનો આમાં આપવામાં આવ્યાં છે. પુરૂષો અને સ્ત્રીઓ, બાળકો યુવાનો અને વૃદ્ધા, ગરીબો અને શ્રીમંતા, સેવ્યો અને સેવકો, સંસારી અને ત્યાગીઓ એ સર્વને ઉપયોગી થાય અને ઉન્નતિના સાધનરૂપ અને એવા સર્વ વિષયો આમાં ઘણીજ સહેલી ભાષામાં વર્ણવાયા છે. સાધારણ વાંચકોને ગદ્ય કરતાં પદ્ય વધારે રૂચે છે. ને તેથી આ ગ્રંથમાં સ્થળે સ્થળે પ્રાચીન અર્વાચીન તેમજ ગુજરાતી અને હિંદી કવીઓના પદો ઉતારેલાં છે. જે સર્વ વાંચવા તથા મોઢે કરવા જેવાં છે. આ પુસ્તક તમે સહેજ વાંચશો તો તમે તેને હમેશાં પાસેજ રાખશો. આ પુસ્તક એક સુબોધીક મીત્ર છે કે જે તમને કોઈ પણ વખતે કુમાર્ગે દોરશે નહી. એકજ વખત આ પુસ્તક વાંચો અને પછી તે તમારા હમેશનો મીત્ર થશે. પાકું પુંઠું ગ્લેઝ ઉંચા કાગળ કિ. ૨॥ રૂ. પોસ્ટેજ ૬ આના જુદા.

---